અલ્લાહો અકબર

# જુવાની દીવાની

લખનાર અને પ્રગટ કરનાર

નિઝામુદ્દીન એ. કુરેશી.

પાચપટી—અમદાવાદ



આવૃત્તી ૨ પ્રત ૫૦૦

સને ૧૯૨૫ હિજરી ૧૩૪૨

કીમત આઠ આના.

આફ્રીકા ખાતે શી. ૧

[illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યુ.

પાનકોર નાકા—અમદાવાદ.

## દુઆ



હું

મારી

આ વાર્તા

મારા સ્નેહી

ભાઈ ઈબ્રાહીમ ઉમર

ફરાજ કુરેશીના ટુંકી ઉમર

લખાવી લાવેલા બેહેસ્ત નશીન

**ભાઇ યુસુફ ઉર્ફે એન. એ. કુરેશી**

ની ૩૦ વરસની જુવાન રૂહને અર્પણ

કરતાં દુઆ ગુજારૂં છું કે

પાક પરવર દિગાર

તેને જન્નતમા

ઉંચો દરજ્જો

અતા

કરે.

**આમીન.**

દુઆગો.

**નિઝામુદ્દીન કુરેશી.**

# જુવાની દિવાની.



## બાબ ૧.

"મને નાટકનો ઘણો શોખ છે."

અય ફલક નામાને મેહરબાં સહી
અપની આંખોકો તમાશા ચાહીયે.

રાતના નવ વાગ્યાનો અમલ છે. મુંબઇ જનારી મેલ ટ્રેન વીરમગામથી આવીને ઉભી છે. અમદાવાદ શહેરનું ભવ્ય સ્ટેશન પ્રકાશીત બતીઓ વડે દીવસની પેઠે લાગે છે. પેસેન્જરોની ધમાલથી આખું સ્ટેશન ગાજી રહ્યુ છે. ઉતરનારા પેસેનજરો પણ ચઢનારા પેસેનજરોની પેઠેજ ઉતાવળમાં પડ્યા છે. બંને બાજુના પેસેનજરોની સગવડ માટે રેલવે સતાવાળાઓએ દરેક ઝાપા ઉપર એકેક ટીકીટ કલેકટરને ઉભા રાખ્યા છે. સેકન્ડ કલાસના પેસેનજરને તો આવી ભીડભાડ અને ધકમધકાનો ભાગ્યેજ વીચાર આવી શકે.

કેમકે "કમાઉ પુત બધાને વહાલો હોય છે." વધુ પઇસા ભરનાર પેસેનજરોના માટે રેલ્વે સતાવાળાઓએ એક ખાસ જુદોજ ઝાંપો રાખ્યો છે અને તે ઉપર પાટીયું મારી પહેલા અને બીજા વરગની ટીકીટ સીવાયના બીજા પેસેનજરોને ચેતવણી આપી છે. કદાચ ભોગ જોગે કોઇ અજાણ્યો પેસેનજર ભુલમાં એ ઝાંપા ઉપર આવી ચઢે તો કાળા લેબાસવાળા ટીકીટ કલેકટરો ઘણાંજ વીવેકભર્યા શબ્દોમાં તેની ખાતર બરદાસ્ત કરે છે. થરડ કલાસના બે ત્રણ ઝાંપા છે છતાં પણ પેસનજરોની વધુ સંખ્યા હોવાથી એકેએકને ધક્કામુક્કા ખાવા પડે છે અને તેમાં પણ સ્ત્રી પેસેનજરોને તો મહા મુસીબતમાંથી પસાર થવું પડે છે. ટીકીટ કલેકટરના આશીરવાદો નફામાં રહે છે. થરડ કલાસવાળાને તો ટીકીટ લેતી વખત પણ એટલીજ આપદા પડે છે જેટલી ઝાંપામાં પેસતાં, ગાડીમાં બેસતાં ને મુસાફરીનો રસ્તો કાપતાં પડે છે. અત્યારે નવ વાગી ગયા છે. મેલ ઉપડવાને માત્ર દશ બાર મીનીટ બાકી રહી છે છતાં પણ ટીકીટ ઓફીસ ઉપર એટલીને એટલીજ ભીડ જામેલી છે. જેવી રીતે સ્કુલમાં નંબર લખાવતી વખતે બધા વીદયારથીઓ એક હારમા ઉભા રહે છે તેવીજ રીતે ટીકીટ ઓફીસ પાસે પણ પોલીસના સીપાઇએ થરડ કલાસ ટીકીટ લેનારા ઓને એક હારમાં ઉભા રાખ્યા છે. ગરીબ બીચારા થરડ કલાસના પેસેનજરો! પોતાનો સરસામાન ખુદાના કે મજુરના ભરસે મુકી ટીકીટ ખરીદવા માટે આવ્યા છે અને સીપાઇના હુકમ પ્રમાણે કેદી ની પેઠે ઉભા છે. નંબરવાર ટીકીટ લઇ મુસાફરીની પહેલી મુસી બતમાંથી છુટે છે. અમે ઉપર કહયું તેમ અત્યારે ગાડી ઉપડવાને

દસેક મીનીટ બાકી છે. થોડા પેસેનજરો ટીકીટો લઇ રહયા છે. એટ લામાં એક અઢાર ઓગણીશ વરસનો કસબી ટોપી પહેરેલો નવ જુવાન સ્ટેશન ઉપર આવ્યો અને ખીસામાંથી દસ રૂપીઆની નોટ કાઢાડી ટીકીટ લેવાની બારી ઉપર ગયો.

જેવો તે બારી ઉપર ઉભો રહયો કે તરતજ પાછળથી સીપાઇ દાદાએ હાથ પકડી ધકો માર્યો એટલે તે પડતાં પડતાં બચી ગયો પણ સીપાઈ દાદાનો ચહેરો જોતાં તેના હોશ ઉડી ગયા. ધકો ખાઇને તો સમજયા હતો કે સીપાઇ મને પકડી લેશે પણ એમ કાંઇ થયું નહીં પરંતુ સીપાઇએ તેને હારબંધ ઉભા રહેવાને જણાવ્યું. તરતજ તે બીચારો ધરૂજતો ધરૂજતો હારમાં ઉભો થઇ ગયો. લગભગ પાંચ મીનીટ પછી તે બારી આગળ પહોંચ્યો એટલે અંદરથી ટીકીટ આપનાર કલાર્કે પોકાર કર્યો.

" લાવ પઇસા લાવ કયાં જવું છે ? "

" મારે જવું છે" બસ આટલું બોલીને પેલા નવ જુવાને દસ રૂપીઆની નોટ માસ્તરના હાથમાં મુકી દીધી.

"પણ કયાં જવું છે તે તો ભસ" માસ્તરે દસ રૂપીઆની નોટને લેમ્પ આગળ સારી રીતે જોતાં પોકાર કરયો.

"મમમારે મુંબઇ જવું છે"અચકાતાં અચકાતાં પેલા યુવાને કહયું.

"પણ કયા સ્ટેશને ઉતરવું છે ? "

અહીં તે નવ જુવાન થોભ્યો. બાપ જન્મારામાં બીચારો મુંબઇ ના ગએલો હોવાથી શું જવાબ આપે ? એટલે ફરી માસ્તરેજ કહયું.

" ગ્રાંટ રોડની આપું ?"

"હા" આટલું બોલી તે નવ જુવાન ભારે વીચારમાં પડયો. પણ માસ્તરે ટીકીટ અને બાકીના રૂપીઆ તેના હાથમાં મુકવાથી તે વિચારોમાંથી જાગૃત થઇ ઝાંપા ઉપર ગયો. તેની સાથે સરસામાનમાં કોઇ પણ વસ્તુ ન હોવાથી સામાનવાળા પેસેનજરોની પેઠે તેને થોભવું ન પડ્યું. અગર તેની પાસે એક નાહની સરખી ટ્રંક પણ હોત તો માત્ર સંતાપવા ખાતર ટીકીટ કલેકટર સાહેબ તેને કાંટા ઉપર મોકલવાને ચુકત નહીં.

આપણી વાર્તાનો નાયક નવ જુવાન ગભરાટમાં એક ડબ્બામાં બેસી ગયો, અને જ્યારે ત્રેન ઉપડી ત્યારે તેના જીવમાં જીવ આવ્યો, જ્યારે એ નવજુવાન ડબ્બામાં આવીને બેઠો ત્યારે ઉપરની બેઠક ઉપર બેસેલા એક આધેડ વયના માણસે તેને જોયો અને જોતાંની સાથેજ નીચે ઉતરી તેની પાસે બેસી ગયો. ગાડી ચાલતાંજ તે માણસે આપણા નવજુવાનને પુછયું.

" એહમદમીયાં કયાં જાવ છો ?"

"જી હું..." નવજુવાન પેલાનો ચેહરો જોતાંજ ગભરાટમાં પડીને બોલ્યો અને ફરી પોતાનો ગભરાટ છુપાવતાં કહયું "શેખજી, હું મુંબઇ જાઉં છું."

" એકલા જાવ છો કે કોઇ સાથે છે ?"

" ના એકલોજ છું "

" કોઈ પણ માણસ સાથે નથી?" શેખજીએ અજાયબીથી પુછયું.

" જી ના " ધડકતી છાતીએ નવજુવાન એહમદે જવાબ આપ્યો:– "માત્ર એકજ દીવસ માટે જવું છે તેથી કોઈ ને સાથે લીધો નથી. "

"અજબ" શેખજી વધુ અજબ થતાં બોલ્યા:–" ભલા રહીમ શેઠે એકલા જવાની રજા આપી ? "

" અબ્બા તો કેહતા હતા કે એકાદ માણસને સાથે લઈ જા પણ મેંજ ના કહ્યું".

" મીયાં તમોએ મોહટી ભુલ કરી" શેખજીએ શીખામણના રૂપમાં કહ્યું:–"આજકાલનો સમય બહુજ બારીક છે માટે મારી સાથે તમે પણ સુરત ઉતરી પડો, કાલે હું મારૂં કામ કરીને પરમ દહાડે તમારી સાથે મુંબઈ આવીશ. "

" ના, એની કાંઇ જરૂરત નથી. મારે તો મા ા એકજ દીવસ રહેવું છે. "

" ભલે એકજ દીવસ રહેવું હોય, પણ મુબઇ એવું શહેર છે કે ત્યાં તમારી વયના માણસે એકલા જવું ન જોઇએ. "

" મારે તો કાઇ વધુ દીવસ નથી રોકાવું. "

" તોએ શું થયું,"

" આપ ચિંતા ન કરો. અલ્લાહ ચાહશે તો ત્રણ દીવસમાં હું અમદાવાદ પાછો આવી પોંહચીશ."

નવજુવાનની આ વાત શેખજીના ગળે ઉતરી નહીં, તેઓ જમાનાના ખાધેલ માણસ હોવાથી પારખી ગયા કે જરૂર આમાં કાંઈ

એદ છે, પણ પોતાને સુરતમાં એક જરૂરી કામ હોવાથી એહમદની સાથે મુંબાઈ જઇ શકતા નહોતા. નહીં તો તેઓ એહમદનાં પીતા રહીમ શેઠની શરમથી આ છોકરાને એકલો મુંબઇ જવા ન દેત,

લગભગ રાતના બે વાગે સુરતનું સ્ટેશન આવ્યું. શેખજીએ પોતાના ગાંસડા પોટલા ઉતાર્યા અને એહમદને પણ સુરત ઉતરવા માટે સમજાવ્યો પરંતુ તેના માથા ઉપર મુંબઇનો ભુત સવાર થએલો હોવાથી શેખજીની શીખામણનો અસર થયો નહીં. શેખજીના ગયા બાદ સુરત સ્ટેશન ઉપરથીજ એક બીજો ત્રીસ પાંત્રીસ વરસનો મુસલમાન તેના ડબામાં આવીને બેઠો. આખા ડબામાં માત્ર બેજ જણાં હોવાથી પેલાએ પોતાની પથારી પાથરી અને લાંબો થઇને સુતો. એહમદ અત્યારે પોતાના વિચારોમાં લીન હતો અને એ માણસ આવીને બેઠો તથા પથારી પાથરીને સુતો તેની પણ તેને ખબર રહી નહી જ્યારે તે પોતાના વિચારોમાંથી જાગરૂત થયો ત્યારે પોતાને ઉંઘ ન આવતી હોવાથી પેલા માણસથી વાતચીત શરૂ કરતાં કહ્યું,

" કેમ ભાઈ તમે ક્યાં જાવ છો "

" મારે મુંબઇ જવું છે. "

" ત્યારે તો ઠીક આપણા બન્નેનો સાથ થયો. "

" શું તમે પણ મુંબઇ જાવ છો ?" પેલા માણસે ઉઠીને એહમદના ચેહરાને ટીકતાં પુછ્યું.

" જી હા હું પણ મુંબઇ જાઉં છું. "

" ક્યાં ઉતરશો ? "

" શું બતાઉં ? "

" કેમ ? "

" પેહલીજ વખતે મુંબઇ જાઉં છું. "

" કાંઈ જરૂરી કામ માટે જતા હશો. "

" હા, એમ છે ખરૂં. " એહમદ બોલ્યો, " તમે મુંબાઇમાંજ રહો છો ? "

" હા, હું ત્યાંનોજ રહેવાસી છું." પેલા માણસે પોતાની અનુભવી નજરથી પારખી લીધું કે આ બિલકુલ ભોટ માણસ છે તેથી તેને પોતાના હાથમાં લેવા માટે જાળ પાથરતા કહ્યું:–" અને આપ ક્યાંના રહેવાશી છો ? જાણ્યામાં મેં આપને ક્યાંક જોએલા છે,"

" અમદાવાદમાં જોયો હશે, હું ત્યાંનોજ રહેવાશી છું."

" હા. યાદ આવ્યું ખરૂં." એહમદને જોએલો હોય એવો ઢોંગ કરતાં પેલા માણસે કહ્યું:–" બીજે વરસે સરખેઝના ઓરસમાં હું મારા મીત્ર મંડળ સાથે આવ્યો હતો ત્યારે જોયા હશે. "

" બેશક જોયો હશે, સરખેઝના દરેક ઓરસમાં અમે આખા કુટુંબની સાથે જઇએ છીએ. "

" હવે બતાઉં કે ત્યાં કઈ જગ્યાએ જોયા હતા. " પેલાએ કાંઇક યાદ કરવાનો ડોળ કરતાં કહ્યું:–"તલાવની પાળ આગળ તમે ઉભા હતા."

" હા, હા, બરાબર હું ત્યાં ઘણી વખતે કલાકોના કલાક બેસું છું અને ઉભો રહું છું. "

પેલા માણુસે જોયું કે આ ભોળો ભટાક મારા પંજામાં સપડાઇ જશે તેથી વધુ હકીકત પુછતાં બોલ્યો.

" તમે મુંબઈ કાંઇ કામ કાજ માટે જાવ છો કે અમસ્થા."

"માત્ર સહેલ કરવા." એહમદે કહયું:-" હવે આપની સાથે વાતચીત કરતાં મારૂં દિલ ખુલ્લું થયું છે તેથી છુપાવવામાં કાંઈ સાર નથી તેટલાજ માટે કહું છું કે મને નાટકનો ઘણોજ શોખ છે."

"એમકે ? ત્યારે આપણે બંને એકજ બીમારીના ભોગી છીએ"

" શું તમને પણ નાટકનો શોખ છે ? "

" શોખ જેવો શોખ ! હું તો રાત દીવસ નાટકોમાંજ ભમ્યાં કરૂં છું. "

" ચાલો ત્યારે ઠીક થયું, "

" ખુબ ગુઝરેગી જો મિલ બેઠીંગે દીવાને દો. "

" હા, મને પણ તમારી મુલાકાતથી ઘણોજ આનંદ થયો."

" આટલી વાતચીત થઇ પણ હું તમારૂં નામ પુછવુંજ ભુલી ગયો. "

" ચાલો કાંઈ હરકત નહીં, સેવકને મીરઝા મકસુદ કહે છે."

વલસાડનું સ્ટેશન આવતાં આવતાં તો મીરઝા મકસુદે એહમદને સારી પેઠે શીશામાં ઉતારી લીધો. અને નવજુવાન એહમદ પણ તેની મીત્રતાનો દમ ભરવા લાગ્યો વલસાડનું સ્ટેશન ગયા બાદ મીરઝા મકસુદે વધારે બાતમી મેળવવા માટે એહમદને પુછયું:-

"તમારૂં સરસામાન એકમાં છે કે ?"

"મારી સાથે કાંઇ સરસામાન છેજ નહીં"

"તો જાણ્યામાં તમે એક બે દીવસના માટે જતા હશો ?" મીરઝા મકસુદે અજાયબી જાહેર કરતાં પુછ્યું.

"હા, અગર થીએટ્રીકલ કંપની વધારે દીવસ મુંબઇ રોકાશે તો મારે રહેવું પડશે નહીતો કંપની જશે તો હું પણ જઇશ, એટલે ફરી સરસામાનની જરૂરત નથી કેમકે મેં સાંભળ્યું છે કે મુંબઇમાં રહેવાને માટે હોટલ્સ ઘણાજ સગવડતાં વાળાં છે."

"હા બહુજ ઉત્તમ, તેમાં આજ કાલતો બોમ્બે હોટેલ ઘણુંજ પ્રખ્યાત છે અને ચાર્જ પણ કાંઇ વધારે નથી."

"ઠીક એતો ત્યાં ગયા બાદ જોઇશું,"

"અગર તમને કોઇ વાતની તશદી ન પડે તો મારૂં પોતાનું ઘર હાજર છે" મીરઝા મકસુદે વિવેક જાહેર કરતાં કહ્યું:–"આપના ઉતરવાથી મને ઘણોજ આનંદ થશે."

"નારે હું આપને તશદી આપવા ચાહતો નથી. હોટેલમાંજ ઠીક પડશે."

"ખેર જેવી મરજી પણ મારૂં ઘર તો તમારા માટે સદાએ ખુલ્લું છે." મીરઝા મકસુદે વધુ બાતમી મેળવવા માટે પુછ્યું. "ત્યારે તમે પથારી સરખી પણ લાવ્યા નથી."

"જી ના......" આગળ બોલવા જતો હતો પણ ચુપ થઇ ગયો એટલે મીરઝાએ પુછ્યું:–"કહોને, શા માટે ચુપ થઇ ગયા"

"તમારા જેવા મીત્રને નહીં કહું તો બીજા કોને કહીશ" ભોળા એહમદે પોતાની હકીકત કહેતાં જણાવ્યું:–" હું મારા માબાપને ખબર આપ્યા વિના મુંબઇ જાઉં છું તેથી સરસામાન લાવ્યો નથી. "

" એમ શા માટે કરવું પડ્યું ? "

" એમ કરવાનાં બે કારણો છે, એક તો હું નાટકનો ઘણોજ શોખીન છું, અને બીજું એક જુદુંજ કારણ છે, જે ફરી કોઇ વખતે કહીશ "

" શું અત્યારે કહેવાથી કાંઇ નુકશાન થવાનો સંભવ છે. "

" નારે નુકસાન શાનો ?" એહમદે વાત ઉડાવતાં કહ્યું:–" અત્યારે ન પુછો. "

" તમે મને સાચો સ્નેહી સમજતા હોવ તો કહો. " મીરઝા મકસુદે બનાવટી હાયકારો નાખતાં કહ્યું:–" જાણ્યામાં હજુ સુધી તમને મારો ભરૂસો પડ્યો નથી. "

"જો તમે એમજ સમજતા હોવ તો કહેવામાં કાંઈ હરકત નથી" એહમદે કહ્યું:–" બીજું કારણ એ છે કે મારાં માબાપ મારૂં લગ્ન મારી મરજી વિરૂદ્ધ કરવા ચાહે છે તે મને પસંદ નથી. આજ કાલમાં મારૂં લગ્ન થનાર હતું તેમાંથી નહાસવા સિવાય છુટકો ન હોવાથી હું મુંબઈ જાઉં છું. "

" તો શું લગ્નનાં માટે તમારી પસંદગી કોઇ બીજી આ ઉપર ઉતરી છે ? "

૧૧૯૮૦



" વાત એમ છે કે હાલમાં હું પોતે લગન કરવા ચાહતોજ નથી. અને જ્યારે મરજીમાં આવશે ત્યારે પોતાની પસંદગીનું લગન કરી લઇશ."

આ બાતમી મેળવીને મીરઝા મકસુદની ખુશહાલાનો પાર રહ્યો નહીં. એહમદ ઘેરથી નહાસીને મુંબઇ જાય છે તો જરૂર પુરતા રૂપીઆ લાવ્યો હશે એમ તેની ખાત્રી હોવાથી તે મનમાં ને મનમાં ગોજ શોખ મારવાની મઝા લેવા લાગ્યો. મીરઝા મકસુદ મુંબઇનો પહેલા નંબરનો છકેલો બદમાશ હતો. ગામમાં ઘર અને સીમમાં ખેતર ન હોય તેઓમાંનો એક હતો. બસ રાત દીવસ એહમદ જેવા ભોળા ભટાક જુવાનીઆઓને પોતાના દાવમાં સપડાવી મન માનતી મોજ મારવી એ તેનું મુખ્ય કામ હતું અને એવાજ કામ ઉપર તેની જીંદગીનો આધાર હતો. મુંબઇથી સુરત પણ તે એટલાજ માટે ગયો હતો કેમકે સુરત અને રાંદેરના લાખો કરોડોપતી શેઠીઆઓના અજ્ઞાન અને લાડમાં ઉછરેલા છોકરાઓ આવા ગ્રહસ્થ બદમાશની શોધમાંજ રહે છે. પૈસા પુરતા હોવા છતાં કોઈ ખામીઓ ન હોવાથી તેઓ પૈસાનો ધુમાડો કરી શકતા નથી તેમજ મીરઝાને પણ એવાજ આંખે આંધળા અને પૈસે પુર જુવાનીઆઓની જરૂરત હતી. પરંતુ તે એવા શુકને સુરત ગયો હતો કે આઠ દીવસ રહીને ઘરના પૈસા ખાધા પણ કોઈ મન માનતો બીલ્કુ દાવમાં ફસ્યો નહીં તેથી તે દીલગીર ચહેરે મુંબઈ જતો હતો પણ તેના સારા નસીબે એહમદ જેવો ભોળો મલી ગએલો હોવાથી તે પોતાના સુરતના ફેરાને અફળ નહીં પણ સફળ સમજતો હતો. આ જ વિચારોમાં ગ્રાંટરોડનું સ્ટેશન આવ્યું. અને મીરઝાં એહમદની સાથે સ્ટેશનની બહાર આવ્યો. એહમદે બોમ્બે હોટેલ ક્યાં છે તે પુછતાં મીરઝાંએ કહ્યું કે નાટક

શાળાની પાસેજ છે તેથી એહમદે ગાડી ત્યાં હંકારવા માટે કહયું. અને થોડીજ વારમા એમ્બે હોટેલમાં ઉતર્યો. મીરઝાએ બપોરે આવવાનું કહી રજા લીધી અને એહમદ વિચારોમાં પડયો.

## બાબ ૨.

### "હાય મારો લાડકવાયો પુત્ર કયાં ગયો."

કહીં જલદીસે સુરત ચાંદસી દિખલાદે તુ મુઝકો.
કે અબ ફુરકતમેં અય નાઝેં કે પાસે દમ નિકલતા હે.

ગુજરાતનુ પાયતખ્ત અમદાવાદ શહેર, ગુજરાતના સુલતાન અહેમદશાહે પોતાના નામની યાદમાં ઈ૦ સ૦ ૧૪૧૪ માં બાંધ્યું હતું. અસલમાં તેનું નામ "અહેમદ આબાદ" એટલે અહેમદે આબાદ કરેલું હતું પરંતુ હાલમાં "અહમદ આબાદ" નું અપ્રભંશ અમદાવાદ થઇ ગયું છે. અને એજ નામે સાધારણ રીતે પ્રખ્યાત છે. જે સમયમાં ગુજરાતની રાજ્ય સત્તા સુલતાનોના હાથમાં હતી તે વખતે અમદાવાદ પુર જાહોજલાલીમાં હતું. તેની જાહોજલાલીનું વરણુન અનેક ઈતીહાસોમાં મળી આવે છે. કહે છે કે તે સમયમાં શહેરની આસપાસ સેંકડો પરાં આબાદ હતા અને બધી વસ્તીનો આંકડો વીસ લાખ સુધી પહોંચતો હતો. આજ કાલ હીંદુસ્તાનમાં મુંબઇ અને

કલકત્તા ભારે ભરચક વસ્તી વાળા શહેર ગણાય છે તો પણ તેઓની વસ્તીનો આંકડો વીસ લાખ સુધી પહોચતો નથી. તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે તે સમયમાં અમદાવાદ શહેર કેવી જાહોજ લાલી વાળું શહેર હશે. આજે પણ તે ભુતકાળની જાહોજલાલીનું ભાન શહેર અને શહેરની આસપાસ કોસો સુધી ફેલાયલા ખંડીયરો કરાવી રહયાં છે. સંકડો હઝારો એવી ઈમારતો ઉભેલી છે કે તેનું એક પથર ખસી જતાં બનાવવાની તાકાત જવાબ આપી રહી છે. આહા; તે વખતે કેવી જાહોજલાલી હશે? ભદ્રના ભવ્ય કિલ્લા વાળા મહેલ આગળ સેંકડો સવારો નાગી તલવારો લઇને બાદશાહના બોડી ગારડનું કામ કરતા હશે, અનુપમ જુમા મસજીદમાં જુમ્માના દીવસે બાદશાહ સલામત પોતાના અસંખ્ય અમીર ઉમરાવોની સાથે ફકીરો અને ગરીબોની લાઇનમાં બેસીને પોતાના માલિકની હજુરમાં માથું નમાવતા હશે અર્થાત સીજદો કરી તે મહાન માલિકની મહાનતાના તથા તે મહાન માલિકની નજરોમાં અમીર ગરીબ બધા એકજ છે તેની સાબેતી આપતા હશે. મેહમુદ બેગડા જેવો મહા બળવંત બાદશાહ સરખેઝમાં આવેલા હઝરત શેખ અહેમદ ખટ્ટુ ગંજ બક્ષ બાવાના રોઝા ઉપર આવી પોતાની આજેઝી ઇનકે સારીના બોલ બોલી બક્ષિસની તલબ કરતો હશે, રાતના સમયે બાદશાહની સુસલિગ અને રાજ પુત્ર બેગમો ચાંદનીની મઝા ભોગવવા માટે સરખેજના તલાવમાં તરતી હોડીઓમાં બેસી આનંદ મેળવતી હશે, તળાવ અને ભવ્ય દિવ્ય મહેલોની આસપાસ અનેક અરદલીના સવારો પાહરો ભરી બેગમોના પરદાની પરદેદારી કરતા હશે. હઝરત શાહ આલમ જેવા મહાન બુઝુરગની ડેલી ઉપર અનેક

શાહજાદા અને શાહજાદીઓ દોઆ ચાહવા માટે કલાકો સુધી બેસતાં હશે, અને તે બુઝુરગની એક નઝર કીમીયાનો અસર તેમના ઉપર પડી જતાં તેઓ પોતાને મહા ભાગ્યશાળી સમજતા હશે. આહા; તે કેવા દીવસો હશે ? મુસલિમોના માટે તો ખરેખર સોનેરીજ દીવસો હશે. બધા પોતપોતાની હાલતમાં મગ્ન હશે. કોઇને કોઇની પરવા નહીં હોય. સવારના પહોરમાં આખા શહેરની મસજીદોના મીનારા ઉપરથી "અલ્લાહો અકબર"ની મીઠી સદાઓ નીકળી એશ અશરતમાં પડેલા ઇસલામીઓને ચોંકાવતી હશે. કહે છે કે મેહમુદ બેગડાના સમયમાં આ શહેરને જે જાહોજલાલી નસીબ થઇ હતી તે ફરી નસીબ થઇ નથી. ખેર અત્યારે અમે ઇતીહાસ વર્ણવા બેઠા નથી. એ તો સમયના ફેરફારની બલીહારી છે. જેવી રીતે સુર્ય બપોરના સમયે પુર બહારમાં આવી થોડીજ વારમાં ધીમો થતો જાય છે અને સાંજ થતાં થતાં તો તે પ્રકાશિત ગોળો જેને એક નજરે જોવાની કોઈની પણ તાકાત હોતી નથી તે પ્રાથ્વના પેટામાં અલોપ થઈ જાય છે તેવીજ રીતે ગુજરાતના સુલતાનોનો સુર્યરૂપી કીસમતનો સિતારો અસ્ત થઈ ગયો અને આજે માત્ર કેટલાક ખંડેરો સિવાય અથવા ઇતિહાસોમાં લખાએલી બીનાઓ સિવાય તેમની યાદ આપનાર કોઇપણ રહયું નથી.

ભલે તે વખતમાં અમદાવાદની ગમે તેવી હાલત હોય તોપણ અત્યારે તે એક મોહટા શહેરની પંકતીમાં મુકી શકાય તેવુ છે. એમ તો તેની સ્થાપના થઇ ત્યાર પછી તેના ઉપર અનેક સંકટો આવ્યા અને ટળી ગયા, પણ જ્યારથી અંગ્રેજ સરકારની સત્તા હેઠળ આવવા

પામ્યું છે ત્યારથી દીવસે દીવસે ઉન્નતી થતી જાય છે અને જો થોડા વરસો સુધી હાલના જેવીજ ઉન્નતી કરતું રહયું, તો તે દીવસ દૂર નથી કે જે ઈતિહાસોમાં વર્ણવેલું છે. આજ કાલ અમદાવાદ શહેર વ્યાપાર વણજમાં મુંબઇ ઇલાકામાં બીજે નંબરે છે. માત્ર મુસલમાનો સિવાય બીજી પ્રજાઓ વ્યાપાર વણજના સબબે લાખો કરોડોપતી બની છે. અને દરરોજ કરોડો રૂપીઆના હેરફેર થાય છે. મીલનો ઉદ્યોગ ચઢતી દશા ભોગવી રહયો છે અને મુસલમાનો મજુરીમાં નામના મેળવી રહયા છે. જે જુઓ તે મીલનો મજુર ! આઠ વરસનો છોકરો થતાંજ મીલમાં જાય છે. તે પોતે ખુશીથી જાય છે કે નહીં તેની તો ખબર નથી. પણ તેના માબાપો હાથ પકડીને મુકી આવે છે. ભણુવા ગણવાનું નામ નથી. બેચાર મહીના મીલમા ગયો કે ચાર રૂપીઆ લાવતો થયો. ફરી માબાપોની ખુશાલીનો શો પાર ! બીજો છોકરો ૭ વરસનો થતાંજ તેને પણ મીલમાં મુકયો. સ્કુલમાં ભણુવા જાય તો ફી આપવી પડે અને કાંઇ પણ આવક ન થાય. આવા સબબોસર મુસલમાનો અધમ સ્થીતીમાં આવી પડયા. અમદાવાદ શહેરના કેટલાક ગણ્યા ગાંઠયા વ્યાપારી મુસલમાનો સારી સ્થીતી ભોગવે છે. કોઇ મીલના શેરોમાં પૈસાદાર થયો છે તો કોઇ વ્યાજ ખાવાથી વધ્યો છે. આવા મીલના શેરોવાળા મુસલમાનોમાં રહીમ શેઠ પણ એક હતા. મહીને દહાડે પાંચસો હજારની આવક હતી. અને ખર્ચ કાંઇ વધારે નહોતું તેથી વધારામાં વધારો થતો હતો. તેમને સંતાનમાં માત્ર એકજ પુત્ર હતો, જેની મુલાકાત અમારા વાંચક વરગે પહેલા બાબમાં લીધી છે. એહમદ આ રહીમ શેઠનો એકનો એક પુત્ર હતો. રહીમ શેઠને પાકી વયે આ પુત્ર પ્રાપ્ત થએલી

હોવાથી તેઓએ ઘણુંજ લાડમાં ઉછેર્યો હતો. બાપ કરતાં અજ્ઞાન મા પુત્રને બગાડે છે એ અહેમદના બાબમાં તો બિલકુલ સાચુંજ ઠર્યું. અહેમદ જે દીવસે નહાસી ગયો તેના ત્રીજે દીવસે તેના મકાનમાં કેટલાંક બઇરાંની વચ્ચે તેની મા રડીને નીચે પ્રમાણે કહી રહી હતી.

"હાય મારો લાડકવાયો પુત્ર ક્યાં ગયો."

"કાકી! ચિંતા ન કરો ભાઇ હમણાંજ આવશે' એક વીસ વરસની બાળા જે અહેમદની પીત્રાઇ થતી હતી તેણે દીલાસાના રૂપમાં કહ્યું.

"હાય હું કેમ ચિંતા ન કરૂં" એહમદની મા રડતાં રડતાં બોલી:-"મરિયમ! અહેમદને આજે બન્ને દીવસ થયો પણ ક્યાંએ પતો લાગ્યો નથી."

"બ્હેન આમ ઘબરાવાથી શું થાય છે" અહેમદની માશી સકીના બોલી:-"એહમદના આંટલા બધા ભાઇબંધો છે તેમનાથી તો તલાશ કરો."

"એ ગયો છે ત્યારથી બધાંને બોલાવીને પુછ્યું પણ એકે પતો આપતો નથી."

"જે રાત્રે એહમદ ગુમ થયો તે રાત્રે સ્ટેશન ઉપર માણુસને દોડાવયો હતો?" સકીનાએ સવાલ કર્યો.

"કોને ખબર હતી કે તે ગુમ થશે." એહમદની માએ કહ્યું:-"રાતના દસ વાગે બહારથી ફરીને આવવાનો તેનો દરરોજનો

નીયમ હતો તેથી દસ વાગ્યા સુધી તો વાટ જોઇ પણ જ્યારે તે ન આવ્યો ત્યારે માણસો દોડાવયા તે હજુ સુધી બીચારા દોડી રહ્યા છે. "

" બહાર ગામ તપાસ કરી કે ?"

" હા, બધી જગ્યાએ તારથી ખબર આપી છે. પણ હજુ સુધી પતો લાગ્યો નથી." એહમદની માં તેની યાદમાં રડતાં રડતાં આકાશ ભણી હાથ ઉંચાવીને બોલી:- " એ પરવરદિગાર તું મારા જેવી આંધળીની આંખને જલદીથી મોકલ. "

' બહેન ! હવે રડવાથી શું થાય છે ?" સકીનાએ કહ્યું:- " પહેલાંથીજ તમોએ દાબ ન રાખ્યો. જે છોકરો રાતના દસ વાગ્યા સુધી બહાર ભટકતો રહે, લાડ પ્યારના સબબે જેને વિદ્યાનું પઠન ન કરાવ્યું હોય, જે રાત દીવસ પોતાના જેવા જાહેલોની સોહબતમાં ભટકતો હોય, પૈસાના બદલે જેને રૂપીઓ મળતો હોય જેના ઉપર માબાપનો લગારે દાબ ન હોય તે આવી રીતે નાશી જાય તો કાંઇ પણ અજબ થવા જેવું નથી."

' બહેન હું શું કરૂં, આખી જીંદગીમાં આ એકજ લાલ ખુદાએ આપ્યો છે, તેને લાડમાં ન ઉછેરૂં તો શું કરૂં ?"

" વાહ બહુ સારી દલીલ ! એકજ હોય તેને આવી રીતે ખરાબીમાં ચડાવી દેવો ? મારા મેહમુદનેજ જુઓ ? હજુ સતર વરસનો થયો નથી તેટલામાં તો તેણે મેટ્રીકની પરિક્ષા પસાર કરી

છે. અને અદબમાં એવો છે કે મા બાપની મોજુદગીમા એક શબ્દ પણ બોલતો નથી. "

સકીના અહીં સુધી કહેવા પામી હતી કે બહારથી અહેમદના પીતા રહીમ શેઠનો સાદ સંભળાયો. જેઓ અંદર જનાન ખાનામાં આવવા ચાહતા હતા, જે સ્ત્રીઓ રહીમ શેઠથી પરદો કરતી હતી. તેઓ બધી ઓરડીમાં ચાલી ગઈ એટલે રહીમ શેઠને બોલાવવામાં આવ્યા. જ્યારે તેઓ અંદર આવ્યા ત્યારે અહેમદની મા ઝેનબે મોહટા ઉત્સાહની સાથે પુછ્યું:- -

" કહો એહેમદની કંઈ ખબર મળી ? "

" હજુ સુધી તો કાંઇ મળી નથી. અજમેર પાલનપુર વડોદરા વીગેરે સ્થળોએથી તારના જવાબ આવી ગયા છે તેમાં બધા જણ ઇનકાર લખે છે પણ ગભરાવાની કાંઇ જરૂરત નથી, અહેમદ સારી પેઠે છે. અમદાવાદમાં નથી પણ બહાર ગામ છે. "

" ખેર ખુદાનો શુકર કે અહેમદ સારી પેઠે છે. પણ તે તમોને કયાંથી ખબર મળી ? "

" મને ભરૂસાવાળી જગ્યાથી ખબર મળી. "

" પણ મને કહો તો ખરા " ઝેનબે ભોહોંસ કરી.

" હા, ભાઈ જાન કહોકે જરા નીરાંત વળે " સકીનાએ મોહટી બહેનની વાતને ટેકો આપતાં કહ્યું:- " શું કોઇ જગ્યાએથી તાર અથવા કાગળ આવ્યો ? "

" નહીં તાર અને કાગળ તો નથી આવ્યો. પરંતુ મેં એક જોશીથી પુછ્યું તો તેણે બતાવ્યું કે અહેમદ બહાર ગામમાં સારી પેઠે છે."

" વાહ આપે પણ જોશીના કહેવા ઉપર ભરૂસો કરી લીધો, મને તો જોશીના કહેવા ઉપર લગારે ભરૂસો નથી." સકીનાએ વાંધો ઉઠાવતાં કહ્યું:-" ખુદાને ચાહે છે તે કરે છે તેમાં જોશી બિચારો શું જાણે ? આ તો બધી ગપો છે."

" ગપો કેમ છે ?" રહીમ શેઠ બોલ્યાઃ- "જે ખુદાએ તકદીર બનાવી છે તેણેજ તદબીર કરવા માટે જોતિષ પણ બનાવ્યું છે. હવે રહી માન્યતા તો જેની જેવી માન્યતા. તમે માનો કે ન માનો પણ મારી તો જોતિષ ઉપર પુરે પુરી માન્યતા છે. કેમકે બે ત્રણ વખત મને પરચા મળી ચુકયા છે."

" તમે બરોબર કહો છો. સકીના તો નકામી પરડ કરે છે." ઝેનબે પોતાની નાહની બહેનને ઉતારી પાડતા કહ્યું " એક બે ચોપડીઓ શું ભણી છે જાણે મહા પંડીતાણી ન બની ગઇ હોય ?"

" બ્હેન મને મારા ભણવા ગણવા ઉપર લગારે મગરૂરી નથી પણ જોષીઓના બાબમાં મારી જે માન્યતા હતી તે કહી સંભળાવી. અત્યારે હું કાંઈ વાદવિવાદ કરવા બેઠી નથી પરંતુ એટલું કહ્યા વિના રહી શકતી નથી કે જો તમોએ અહેમદને ભણાવ્યો ગણાવ્યો હોત તો આજે તમે જે ચિંતામાં પડયા છો તેમાં પડવું પડત નહી. ભણવાથી માણસને માણસાઇનું ભાન થાય છે, ખરા ખોટાને પારખી શકે છે, સારી કે ખરાબ સંગતને ઓળખી શકે છે. આજે અહેમદ નહાસી ગયો તે તમારી ભુલનુંજ પરિણામ છે. નકામા લાડપ્યારનો બદલો છે. એ તો ઠીક થયું કે એના લગનની તારીખ નકી થઇ નથી

નહીં તો વધારે શરમાવાનું થાત. અત્યારે પણ શરમાવાનું તો છે. ખેર હવે ખુદા એને ખેરખુબીથી લાવે તો ગંગા નાહ્યાં."

"બસ એજ ઉમેદ છે." એહમદના પીતાએ કહ્યું, "એના આવ્યા પછી તમે કહેશો તેવી રીતે બણાવીશું પણ હાલ તરત તો એના પાછા આવવાની દોઆ માંગો."

આટલું કહી રહીમ શેઠ બહાર ચાલ્યા ગયા એટલે ફરી બધા બૈરાંઓએ અંદર અંદર વાતો ચલાવી. સકીનાને કોઈ વાત યાદ આવી જવાથી પોતાની બહેનને પુછવા લાગીઃ—

"ભલા આપણા એહમદની પાસે મુસાફરીના પૈસા ક્યાંથી આવ્યા"

"લે વળી આ વાત તે કાંઈ પુછવા જેવી છે. બધા ઘરબાર પૈસા ટકા એનાજ છેને જ્યારે એને જરૂર પડતી ત્યારે જોઈતા પૈસા માંગી લેતો હતો."

ત્યારે એમજ કહોને કે તમેજ એહમદને બગાડ્યો છે."

"હવે અત્યારે જે કાંઈ કહો તે ખરૂં."

'જે દીવસે તે ગુમ થયો તે દીવસે કાંઈ પૈસા માંગ્યા હતા!"

"કાંઈ યાદ નથી આવતું. પણ જાણ્યામાં ત્રણસો રૂપીઆની નોટો માંગી હતી. નોટો માંગતી વખતે તેણે કહ્યું હતું કે તમોએ આપેલા ચારસો પાંચસો રૂપીઆ અને બસો રૂપીઆની ગીનીઓ તો મેં મારી પેટીમા રાખી મુકી છે પણ અત્યાર સુધી નોટો મારી પેટીમાં મેં રાખી નથી તેથી મને ત્રણસો રૂપીઆની નોટો આપો, આ સાંભળી મેં તેને ત્રણસો રૂપીઆની નોટો આપી હતી."

"તો શું એહમદ તમારી પાસેથી રૂપીઆ લઈ ને જમા કરતો હતો."

" હા હું જ્યારે પુછતી ત્યારે કહેતો કે મારી પેટીમાં છે."

" વાહ, ખરેખર ભોળાં, કોઈ દીવસ પેટીમાં જોયું કે રૂપીઆં છે કે નહીં ? "

" ના બ્હેન, મને મારા દીકરા ઉપર ભરૂસો હતો તેથી મેં તો પુછ્યું નથી. "

"બ્હેન, ખોટું માનવાની જરૂરત નથી હું તો તમારા સારાને માટે પુછું છું જુઓ, જોઈએ પેટીમાં રૂપીયાં છે કે ! "

"નહીં હોય તો કયા જાય !"

" પણ જુઓ તો ખરા. "

સકીનાની ઓહોસથી એહમદની પેટી ઉઘાડીને જોયું તો તેમાં એક પાઇપણ ન હોતી. સકીના તો આ જોતાજ આભી બની ગઇ. પરંતુ ઝેનબે લગારે પરવા કરી નહીં, માત્ર એટલુંજ બોલીકે:— " ખુદા મારા લાડકવાયાને સહી સલામતીથી પાછો લાવે તો મારા મનથી રૂપીઆ રૂપીઆજ છે."



## બાબ ૩.

### "આ વખતે મારે ગુલફામ બનવું હતું."

મનઝીલે ઇશ્કકી રાહેં કોઇ હમસે પુછે
ખિઝર કયાં જાનેં ગરીબ અગલે ઝમાને વાલે.

એહમદને મુંબઇ આવે બીજો દીવસ છે. મીરઝા મકસુદે તેને "બોમ્બે હોટેલ"માં ઉતાર્યો છે. મીરઝા મકસુદે પોતે એકલાએ એહમદના પૈસા ઉપર ત્રાપ ન મારતાં પોતાના એક ગોઠીઆ ઉસમાન દાદાને પણ ભેળવી લીધો છે. આજે શનીવારનો દીવસ હોવાથી લગભગ આઠ વાગે મીરઝા પોતાના ગોઠીયા ઉસમાનને લઇ હોટેલમાં પહોંચ્યો. અને થોડીવાર સુધી અલસપાટાની વાતો કરીને પુછ્યું:—

"કેમ આજે નાટકમાં ચાલશો કે ?"

"વાહ ત્યારે નહીં ચાલીયે ?" એહમદે કહ્યું. "જેના માટે ઘર તજ્યા, દેશ તજ્યો, માબાપ તજ્યા તેને જોવા નહીં જઇયે ?"

"બિસમિલ્લાહ ત્યારે, વાર કરવાની જરૂરત નથી."

એહમદે અહીં પોંહચીને મીરઝાની મારફતે જરૂરી સરસામાન અને લુગડાં લીધેલા હોવાથી તેમાં મીરઝાને સારી દલાલી મળી હતી. તેથી તે પણ અત્યારે ભપકાબંધ પોશાકમાં હતો અને તેની સાથે તેનો મિત્ર પણ મુંબઇના શેઠીઓ બનેલો હતો. ત્રણે જણાં હોટેલમાથી

નીકળીને થીએટરમાં ગયા, અને ઓરચેસ્ટ્રાની ત્રણ ટીકીટો લઈ આગલી હારમાં બીરાજ્યા. થોડીવારમાં ખેલ શરૂ થયો એટલે એમહદે નિશ્વાસ નાંખતાં કહ્યું.

"કોણ જાણે આજે એમનો પાર્ટ છે કે નહીં."

"કોનો ?"

"જે બેવફાજ નહીં પણ બેમુરવ્વત પણ છે."

"ઓહો, ઠીક દાદા તમે સાંભળ્યું" મીરઝાએ પોતાના સાથીને સંબોધીને કહ્યું. "બાઇ મીસ મુન્ની જાનના આશેકોમાં છે, હવે ભેદ ખુલ્યા."

"હાય, તમે પારખી ગયા. પણ દોસ્ત મારી દસ્તગીરી કરવી પડશે."

"બેશક કરીશું" મીરઝાએ કહ્યું. "પણ એ કામના માટે તો દાદાને રોકવા પડશે."

"તમે ગમે તેને રોકો પણ મારૂં કામ કરી આપો."

"કામ કરવામાં તો કાંઇએ નથી, માત્ર દાદાને દરરોજના પંદર રૂપીઆ ફીના આપવા પડશે."

"કાંઈ પરવા નહીં. પણ એ મધુરીથી મેળવી આપો" એહમદે ઉસમાન દાદા આગળ આજીજી કરતા કહ્યું. "હું તમારો ગુલામ થઇ જઇશ."

"ઠીક છે જોઈશું."

"નહીં, જોઇશું નહી તમોને મારૂં કામ કરવું પડશે"

"હા હા કરીશ અને જરૂર કરીશ" ઉસમાન દાદા મુછોને વળ દેતાં બોલ્યાઃ—"દોસ્ત, જો આ નાટકમાં તે નોકર ન હોત તો એક દીવસમાં લાવીને હાજર કરી દેત. પણ નાટકમાં નોકર છે તેથી થોડા દીવસ કોશીષ કરવી પડશે."

એહમદને આશા બંધાઈ અને તે ખેલ જોવા લાગ્યા. તે દીવસે ઇંદર સભાનો ખેલ હતો અને તેમાં મુન્નીએ સબઝ પરીનો પાઠ કર્યો હતો. જ્યારે પણ મુન્ની સ્ટેજપર આવતી ત્યારે અમારો નાયક એહમદ તેને જોવામાં લીન થઈ જતો હતો. એહમદ પોતે પણ કાંઈ જેવો તેવો ખુબસુરત ન હોતો, હઝારોમાં નહીં તો સેંકડોમા એક હતો વળી પહેલી હારમાં બેઠેલો હોવાથી બેચાર વખત મુન્નીની નજર પણ તેના ઉપર પડી એટલે તેની ખુશાળીનો પાર રહ્યો નહીં. મીરઝાએ મોકો જોઇને એહમદને મુબારકબાદી આપી એટલે એહમદે કહ્યું.

"યાર અત્યારે શું મુબારકબાદી આપો છો જ્યારે અમો બંને જણ એક જગ્યાએ હોઈએ ત્યારે મુબારકબાદી આપજો."

"તે દીવસ પણ દુર નથી. દાદાએ કામ હાથમાં લીધુ છે તો ફતેહ થએલીજ સમજજો."

આજના ખેલમાં જે માણસે ગુલફામના પાઠ લીધો હતો તેને જોઇને એહમદ અંદરને અંદર બળતો હતો અને દર વખતે મનમાં કહેતો હતો કેઃ—"આજે મારે ગુલફામ બનવું હતું." જ્યારે ગુલફામે સબ્ઝપરીને પોતાની બાથમાં લીધી ત્યારે ઉપલું વાક્ય મોટેથી પોકારી ઉઠ્યો અને તેની સાથેજ કહ્યું.

"નાટકમાં નોકર રહેવાને મારૂં મન પણ થાય છે."

"આ શું બકી રહ્યા છો" મીરઝાએ કહ્યું "એમ માની લો કે તમે નોકર પણ રહયા તો શું એકદમ તમને ગુલફામનો પાઠ મળી જશે."

"નહીં એકદમ તો નહીં પણ મહેનત કર્યા બાદ તો મળશે ને?"

"અરે આવું શું બોલો છો" દાદા ઉસમાને દાઝ ખાતા કહ્યું:— "ખુદા ન કરે કે આપ નાટકમાં નોકરી કરો"

"એ નહી મળે તો નાટકમાં પણ રહીશ."

"અરે ના તે શું મળે? એક અઠવાડીઆમાં ન મેળવી આપું તો દાદા શા કામનો!?"

"જોઈએ શું થાય છે."

રાતના એક વાગે ખેલ પુરો થયો. મુન્નાના વિચારોમાં એક-મદ આખી રાત પસાર કરી.



# બાબ ૪.

—:૦:—

## " હાં તમારો ગુલામ છું."

રોઝ આતાહૈ મેરે દિલકો તસલ્લી દેને
તુઝસે અય દુશમને જાં તેરા ખ્યાલ અચ્છા હય

એહમદ દિનપર દિન મુન્નીના પ્રેમમાં લુબ્ધ થતો ચાલ્યો. ઉસમાન દાદાને દરરોજના પંદર રૂપીઆ મુન્નીને મેળવી આપવાના આપતો હતો. મીરઝા મકસુદ અને ઉસમાન દાદાએ એહમદને દારૂના છંદે ચઢાવવાની કોશિશ કરી પણ સારા નસીબે તે આ ફંદમા પડયો નહીં. ઉસમાનના પંદર રૂપીઆમાં મકસુદનો અર્ધો ભાગ હતો તે તો વગર કહે તેને મળી જતો હતો. એ સિવાય દરરોજ ચાર પાંચ રૂપીઆ ગમે તેમ કરીને એહમદની પાસેથી મારી ખાતો હતો. તેથી મીરઝાને સારો તડાકો પડયો. એહમદ મુન્નીના પ્રેમમાં એટલો બધો ગાંડો બન્યો કે બહાર આવવું જવું પણ મુકી દીધું. માત્ર મેલમાં જતો હતો. જ્યારે મીરઝા મકસુદે એહમદને પુરેપુરો ગાંડો બનેલો જોયો ત્યારે ઉસમાનને ભલામણ કરી મુન્નીને જલદી મેળવી આપવાની ગોઠવણ કરવાને કહયું. ઉસમાને પણ જોયું કે આજ સુધી બસોએક રૂપીઆપર પાણી ફેરવી દીધું છે. તેથી મુન્ની સુધી પહોંચવાની વેતરણ કરી, અને એક દીવસે પોહોંચી ગયા. એહમદ આખો દીવસ હોટેલમાં ચુપચુપ પડયો રહેતો હતો એ અમે કહી

ચુકયા છીએ તેવીજ રીતે આજે પણ મુન્નીની યાદમાં પલંગ ઉપર પડીને આ શેર બોલી રહયા છે

રોઝ આતા હે મેરે દીલકો તસલ્લી દેને

તુઝસે અય દુશમને જાં તેરા ખ્યાલ અચ્છા હય

હજુ તે આ શેરનો પાછલો મીસરો બરોબર રીતે પુરો બોલી રહયો ન હોતો કે એટલામાં મીરઝા મકસુદ તથા ઉસમાન દાદા આવ્યા. અહમદ એ બંનેને જોઇ પલંગ ઉપર બેસી ગયો. અને બંનેને કુરસી ઉપર બેસવાનું કહી બોલ્યો.

" ભાઇઓ ! તમોએ મારા માટે શું કર્યું. હવે એક ઘડી પણ મુન્ની વિના મને ચેન પડતું નથી."

" જેને કામ સોંપ્યું છે તેને પુછો" મીરઝા મકસુદે કહયું.

" એટલે ? "

" આ કામમા મારે કાંઇ લાગે વળગે નહીં. તમે જાણોને આ ઉસમાન દાદા જાણે. "

" ભાઇ એવું ન બોલો, હું તો તમો બંનેને કાંઇ જુદા સમજતો નથી. "

" એહમદ ભાઇ !" ઉસમાન દાદા બોલ્યા, "આમ નિરાશાની વાતો કરવાની જરૂરત નથી. તીર બરાબર નિશાન ઉપર લાગી ચુકયું છે પણ પેહલાં ઇનામ આપવાનું કબુલ કરો. "

" દાદા ! ભેદમાં વાતો ન કરો; સાફ સાફ કહો."

"સાફ વાત સાંભળવી હોય તો લાવો ઇનામ, અને ચાલો મારી સાથે."

"ઇનામ! મુન્નીને મેળવી આપવાના ઇનામના બદલામા આખી જીંદગી સુધી "દાદા હું તમારો ગુલામ છું." મને વેચી નાંખો અને જે કીંમત આવે તે લ્યો."

"ના એમ ફિડાવો નહીં."

"ત્યારે લ્યો આ મારો ચાલીસ રૂપીઆનો પરમ દહાડેજ ખરી દેલો ઓવરકોટ ઇનામમા આપું છું પણ મને જલદી મેળવો."

"મેં કહ્યું તો દીધું કે ચાલો."

"પણ કયાં? થીએટરમા?

"જી ના! થીએટરમાં તો તે કોઇથી પણ મળી શકતી નથી."

"ત્યારે?"

"બસ મારી સાથે ચાલો."

"પણ એ તો કહો કે તમે એને કેવી રીતે રાજી કરી."

"એ કાંઇ પુછવાની જરૂરત નથી." મુછોને વળ દેતાં ઉસ્માન દાદાએ ખોંખારો કરતાં કહ્યું. "બંદાની તરકીબોજ કાંઇ જુદી છે, એવા તો ફંદ ફરેબ કરીને મુલાકાત લીધી છે કે બસ ન પુછો? અને જ્યારે એને શીશામાં ઉતારી લીધી ત્યારે જણાયું કે તે પોતે પણ તમારા પ્રેમમાં પડેલી છે."

"શું ખરેખર?" એહમદ બેતાબ બનીને બોલ્યો, "ત્યારે ચાલો જલદી ચાલો."

આટલું કહી એહમદ લુગડાં પહેરીને બાહાર નીકળ્યો ઉસમાન દાદા એહમદનો ઓવરકોટ પહેરી તેની સાથેજ ચાલ્યો. થોડીવાર ચાલ્યા બાદ મીરઝા મકસુદ વિખુટો પડ્યો. એહમદે તેને સાથે લેવાની ઘણીજ કોહોસ કરી પણ તે સાથે આવ્યો નહીં એટલે આ બંને જણા એક વીકટોરીયામાં બેઠા અને ગાડીવાળાને પરેલ તરફ હાંકવાનું કહ્યું. ઉસમાન દાદો પરેલમાં રહેતો હતો અને તેથી તેણે મુન્નીને પોતાના દાવમાં ફસાવી પોતાને ઘેર બોલાવી હતી.

મુન્ની અસલમાં લખનઉના એક ગ્રહસ્થ કુટુંબની દીકરી હતી. તેની માના મરણ પામતાં તેના બાપે એક ગુણીકાને પોતાના ઘરમા ગજા લાવી મુન્નીની વય બાર વરસની થતાંજ તેના બાપે તેણીને પરણાવવાનો ઇરાદો કર્યો. પણ પેલી ગુણીકાએ વચમાં ફાંસ મારી તેથી મુન્નીનું લગ્ન થયું નહીં, બાગજોગે તેણીનો બાપ એક જીવલેણ બીમારીનો ભોગ થઇ પડ્યો અને છ મહીના સુધી રીબાઇ રીબાઇને મરણ પામ્યો. મુન્નીના મોસાળમાં કોઇ નજીકનું સગું ન હોવાથી લાચારીએ મુન્ની પેલી ગુણીકાને પાલે પડી. પેલી ગુણીકા માત્ર પૈસાના લીધેજ મુન્નીના બાપના ઘરમાં આવી હતી તેથી જ્યારે તેણે જોયું કે માનારો મરી ગયો અને તેના બધી મીલકત માંદગીમાં વપરાઇ ગઇ ત્યારે મુન્નીને પોતાની સાથે લઇ મુંબઈ આવી. મુંબઇની નાટકશાળાઓમાં સ્ત્રી એકટ્રેસો રાખવાનો પવન ફેલાએલો હોવાથી તેણે મુન્નીને સમજાવી પટાવીને નાટકમાં નોકર રખાવી દીધી. મુન્ની ગ્રહસ્થની છોકરી હોવાથી રંગરૂપ તો સારૂં હતુંજ તેમાં વળી થોડું ઘણું ભણેલી હોવાથી થોડાજ દીવસમાં બધાને પ્રીય થઇ પડી. મુંબઇ નગરીમાં માબાપે મહેનતથી કમાવેલી દોલતનો ધુમાડો કરનારી અવલાદની કાંઇ

કમી નથી. એક બે વખતે પાર્ટ કરતાંજ મુન્નીના નામની પ્રખ્યાતી થઇ ગઈ અને છતી આંખે આંધળા બનેલા કુકરમી જીવડાઓ તેની એક એક અદા ઉપર જીવ કુરબાન કરવા લાગ્યા. મુન્નીની પેલી ગુણીકા માને આવા છતી આંખે આંધળા બનેલાઓએ સારી પેઠે નવાજી એટલે તેણી થોડાજ દીવસમાં માલેતુજાર બની ગઈ. મુન્નીનું પોપણ જો કે ગુણીકાના હાથમાં થએલું હતું. તથા નહાનપણથીજ નીરલજ્જ સ્ત્રીઓના સહવાસમાં રહી હતી છતાં તેના શરીરમાં ઉંચા કુળનું લોહી ફરતું હોવાથી માત્ર હાવભાવ સીવાય બીજા કોઇ પણ અપ કૃત્યને તાબે થઈ નહીં. અમે જે વખતનું વરણન લખીએ છીએ તે વખતે પેલી ગુણીકા મરકીમાં મરણ પામી ચુકી હતી. મુન્ની માત્ર એકલીજ રહેતી હતી. અત્યારે તેની વય પંદર સોળ વર્ષની થઇ હતી. નાટકના ધંધાથી સખત બેજારી રાખતી હતી છતાં સમયનો વીચાર કરી બીજાં પગલાં ભરી શકતી નહોતી. જ્યારે પોતાની કંપનીની સાથે અમદાવાદ ગઇ અને ત્યાંના દરેક ખેલમા એહમદ જેવા રૂપાળા છોકરાને જોયો ત્યારે તેનું મન થોડું ઘણું એહમદની તરફ ખેંચાયું અને ગુણીકાના પોષણે રંગ લીધું. પણ ત્યાં એહમદથી મળવાની તક ન મળી થોડા દીવસ પછી કંપની મુંબઇ આવી એટલે મુન્નીએ એહમદના ખ્યાલને મનમાંથી કાઢી નાંખ્યો. મુંબઇ આવ્યાને થોડાજ દીવસ થયા હશે કે એક દીવસે મુન્નીએ એહમદને ખેલમાં જોયો. પુરાણી મોહોબ્બત તાજી થઇ ગઇ અને તેના લીધે તેણી હરઘડી એહમદને જોવા લાગી. એહમદની સાથે ઉસમાન અને મીરઝા મકસુદ જેવા બદમાશ અનુભવીઓ હતા તેઓએ એ મુન્નીની આંખ પારખી લીધી અને જ્યારે એહમદે પોતાનો

પ્રેમ જાહેર કર્યો ત્યારે તે બંને બદમાશોએ બસ્કેક રૂપીઆ ઉપર પાણી ફેરવી મુન્નીને મળવાની કોશીશ કરી. તેઓને મુન્નીને મળતાં વાર લાગી નહી, મુન્ની તો પહેલાંથીજ શીકાર થએલી હતી. તેથી તેણીએ ઉસમાનને તેના ઘર ઉપર આવવાનો વયદો કર્યો, અને વાયદા પ્રમાણે આજે તે ઉસમાનના ઘેરમાં એહમદની વાટ જોતી બેઠી હતી. વાંચકોને વીચાર આવશે કે જ્યારે મુન્ની એટલી બધી પ્રખ્યાત હતી અને તેને મળવા માટે લક્ષાધીપતીના અકરમી છોકરાઓ ફાંફાં મારતા હતા ત્યારે તેણીએ ગરીબ એહમદને કેમ પસંદ કર્યો ? આ વિચાર બરોબર છે. પણ એહમદ ગ્રહસ્થ હતો અને તેણે પેહલીજ નજરે મુન્નીના મનમાં પોતાના પ્રેમની અસર નાંખી દીધેલી હોવાથી તેણીએ એહમદનેજ પસંદ કર્યો.

——:o:——

## બાબ. ૫.

——:*:——

### "મુન્ની ! હું તો તારો દીવાનો છું."

ઉલતફકા જબ મઝા હોકે દોનોં હોં બે કરાર,
દોનોં તરફ હો આગ બરાબર લગી હુઈ.

ઉસમાનના ઘરમાં એહમદની માશુક મુન્ની વાટ જોઇ રહી હતી. થોડીવાર પછી ઉસમાન અને એહમદ ઘરમાં દાખલ થયા વરસો

થયાં ગુણીકાની સંગતમાં અને નાટકના ધંધામા પડેલી હોવાથી મુન્નીને પરદાનો ખ્યાલ પણ નહોતો. તેથી તે એહમદને જોઈ ગ્રહસ્થ બાળાઓની પેઠે સંતાતી છુપાતી ન ફરી, તો પણ એટલું થયું કે એહમદને જોતાંજ મર્યાદાથી તેની આંખો નીચી થઈ ગઈ. અત્યારે એહમદની ખુશાલીનો પાર રહ્યો ન હતો. ખુશી અને આનંદના આવેશમાં તેનું શરીર કંપી રહયું હતું. ઉસમાન સમયના વિચાર કરી બહારજ મુન્નીના નોકર પાસે ઉભો રહ્યો. ઉસમાનના રૂમમાં માત્ર મુન્ની અને એહમદ સિવાય ત્રીજું કોઈ ન હોતું. એહમદે આવતી વખતે રસ્તામાં જે જે વીચારો કર્યાં હતા તે અત્યારે બધા ભુલી ગયા. લગભગ દસ મીનીટ સુધી બંનેમાંથી એકે કોઈ વાત કરી નહીં. તે બાદ મહા મુશ્કેલીથી એહમદે વાતચીત શરૂ કરતા કહ્યું''--

"આદાબ અર્ઝ"

"આપનો મીઝાજતો સારો છે!" નીચી નજરોએ મુન્નીએ પુછયું.

"અલ્લાહનો શુક્ર છે કે તમારા દીદાર થયા" એહમદે ધ્રુજતા દીલે કહ્યું. "અત્યારે હું મને પોતાને મહા મોટો ભાગ્યશાળી ગણું છું કે તમારા જેવી મનમોહનની પાસે વાત કરવાનો સમય મળ્યો."

"અને હું મને પોતાને કેવી ગણું?" મુન્નીએ વાતનું રૂપ બદલતાં એક મીનીટ થોભીને પુછયું, 'આપનું નામ?"

"મને એહમદ કહે છે."

"આપ કયાંના રહીશ છો?"

" અમદાવાદનો. "

"ઓહો, અમદાવાદના રહીશ છો ?" મુન્નીએ બનાવટી અજા યબી જાહેર કરતાં કહ્યું, " અહીં કેમ પધાર્યા ? "

"શું કહું કે કેમ આવ્યો ?" એહમદે નિશ્વાસ નાંખતાં કહ્યું:- " મોત લાવી છે. "

" અરે ખુદા ન કરે, આપના દુશમનોને મોત લાવી હોય. "

" આ મોત નહીં તો બીજુ શું ! " એહમદ બોલ્યા, "અમદાવાદમા બેસ જોતાંજ આપના દર્શન થયા. ત્યારથી મોત કાઇ દૂર રહેતી નથી. દિલ પેહલુમાં દેખાતો નથી. "

" એમ કે ? " એહમદની તરફ પ્રેમ દ્રષ્ટી નાખતા મુન્ની બોલી, " ત્યારે શું દિલ આપની પાસે નથી ? "

એહમદે એક હાયકારો ખેંચતા કહ્યું:-

> દિલ મેરા લેકર કે વો બયંક હુવે હેં ચેનસે
> હુંઢને વાલેસે પુછે કોઇ કયા જાતા રહા

" તો શું આપનું દિલ મારી પાસે છે. ! " મુન્નીએ જરાર મુસ કુરાઇને પુછયું.

" જી હા આપની પાસે છે, આપે ચોરયું છે"

" અરે, પારકા ઉપર શા માટે આરોપ મુકો છો? " મુન્નીએ કહ્યું:- "અને જો એમજ હોય તો સાક્ષી રજુ કરો"

" મારો સાક્ષી તમારૂં દિલ છે તેનેજ પુછો"

" મારી પાસે તો દિલ છેજ નહી"

" કયાં ગયું ?"

" એક માણસના દિલ સાથે મળી ગયું "

" એ કયો ભાગ્યશાળી માણસ છે તે તો બતાવો ?"

એના જવાબમાં નીચી નજરોએ મુન્નીએ એહમદની તરફ આંગળી બતાવી એટલે તે બેચેન થઇને મુન્નીને ભેટી પડયો. બંને પ્રેમીઓ એક બીજાનો પ્રેમનો સ્વાદ ચાખવા લાગ્યા. પાંચેક મીનીટ સુધી આ પ્રેમના પંખીડાઓ આવી રીતે વિનોદ કરતા રહયા. અને તે બાદ મુન્નીએ પ્રેમભરી નજર નાંખતા કહયુ.

"તમોને કાંઈ યાદ છે ?"

"હું તો તારા પ્રેમમાં એટલો બધો લુબ્ધ થયો છું કે મને મારી હસ્તી પણ યાદ રહી નથી"

"જુઓ આ શું છે ?" મુન્નીએ એક રેશમી રૂમાલ અને અંગુઠી બતાવતાં પુછયું,

"હા યાદ આવી, આ વસ્તુઓજ મારા પ્રેમની નીશાનીના રૂપમાં તમારી પાસે પોંહચી હતી."

"અને જે દીવસથી તમોએ ફુલના ગોટામાં બાંધીને સ્ટેજ ઉપર નાંખી હતી તેજ દીવસથી તમારા પ્રેમે મારા અંતઃકરણમાં વાસો કર્યો છે"

" શું ખરેખર ! વ્હાલી મુન્ની !"

" હા, વ્હાલા એહમદ ! ખરેખર. "

"ત્યારે ફરી આટલા દીવસ સુધી મારી ખબર ન લેવાનું કારણ ?"

"વ્હાલા ! શું કહું ?" મુન્ની એક હાય ખેંચતાં બોલી, "નાટકની નોકરી ઘણીજ ખરાબ છે, ન તો કોઈથી મળવું ન હરવું ન ફરવું અને ન તો કોઈથી વાતચીત કરવાનું મળે છે, હું તો આવા જીંદગીથી બેજાર થઇ ગઇ છું"

"તો ફરી હું તમારાથી દરરોજ નહીં મળી શકું ?"

"ના, દરરોજ તો નહીં પણ ચોથે પાચમે દીવસે હું તમને મળી જઇશ."

"ચાર પાંચ દીવસ સુધી મારાથી કેવી રીતે સબર થઇ શકશે?"

'થાય કે ન થાય પણ કરયા વિના છુટકો નથી."

"પણ વ્હાલી કોઇ એવી તદબીર બતાવ કે હું દરરોજ મળી શકું"

"ઠીક છે. હું વિચાર કરીશ. હવેની મુલાકાતમાં બતાવીશ,"

"પણ હવે મુલાકાત કયારે થશે ?"

"પાંચમા દીવસે."

"ઓહો ત્યા સુધી સબુરી નહીં થાય."

"એમ તો તમે દરરોજ નાટકશાળામાં મને જોશે."

"એ જોવાથી તો ન જોવું બેહતર."

"કેમ ભલા ?"

"જ્યારે હું તમને કોઇ એકટરની સાથે જોઉં છું ત્યારે મારા મનમાં કંઈ ને કંઇ થઇ જાય છે."

" વ્હાલા, એતો નાટક છે. "

" નાટક તો ખરૂં પણ મારા જીવ ઉપર બની જાય છે ને ! "

" હશે હવે કોઈ બીજી તદબીર બતાવીશ " મુન્નીએ ઘડીઆલ જોઇને કહયું "લ્યો વ્હાલા ! હવે જાઉં છું. મને ત્રણ કલાક થઈ ગયા."

" અરે શું હમણાંજ જશો ? "

" શું કરૂં ? પારકી તાબેદાર છું " મુન્નીએ કુરસી ઉપરથી ઉઠતા કહ્યું. " પણ વ્હાલા ! મને યાદ રાખજે. "

"એ શબ્દો ન બોલ " અહમદ ગદગદીત કંઠે બોલ્યો, " મુન્ની હું તો તારો દીવાનો છું, ગુલામ છું, તાબેદાર છું, "

"તમે મારા સરતાજ છો. "

આટલું કહી મુન્ની જવાને તઇયાર થઈ, એટલે અહમદે બેઠીને તેને વિદાય કરી.

" વોહ કયામત કી ઘડી ઓર વોહ બલાકા સામના "

" જબ કોઇ માઅશુકસે મિલકર જુદા હોને લગે. "



# બાબ. ૬.

## " હું સબ્જ પરી અને તમે ગુલફામ "

સિતમ હો ગયા હાલે દિલ ખુલ ગયા
છુપાતે છુપાતે ખબર હો ગઈ.

એહમદ મુન્નીને મળ્યો તેને આજે પાંચમો દીવસ છે. સવારની પોહોરમાં હોટલવાલાએ બીલ લાવીને મુક્યું તો તેમાં લખેલી રકમ જોતાજ તેના હાંજા ગગડી ગયા. પોતાની પાકીટ ખાલી કરી તો બીલ જેટલાજ પૈસા નીકળ્યા. તરતજ તેણે હોટલવાળાને બોલાવી બીલ ચુકવી આપ્યું. અને વિચારમાં પડી ગયો. આજે તેને પૈસાની ખરેખરી કદર ..., હવે શું થશે તેના વિચારોએ તેને અર્ધ ગાંડો બનાવી દીધો. આજ ચાર દીવસથી તે મુન્નીને મળવાની હોંસમા આનંદી દેખાતો હતો. પણ આજે મુફલિસ થવાની જાણ થતાજ તેનો બધો આનંદ ધુળ ધાણી થઈ ગયો. એહમદને પોતાની આખી જીંદગી દરમ્યાન કદીપણ મુફલિસીનો અનુભવ થયો ન હોતો. તેથી તે અત્યારે ભારે વમાસણમાં પડી ગયો. પૈસા વિના તો નહીં ચાલે ? આ સવાલની સાથેજ દિલમાંથી જવાબ મળતો કે પૈસા આવશે કયાંથી ? બસ આ વિચાર એહમદની બધી ઉમંગોનો નાશ કરવા માટે પુરતો હતો. ગરીબ બિચારો એહમદ ભારે ગુંચવણ ગમગીની અને ચિંતામાં ઓશીયાળા ચહેરે હોટેલમાં બેઠો છે એટલામાં રમનું

બારણું ઉઘડયું અને તેના બંને બદમાશ મિત્રો દાખલ થયા. એહમદને તેમની મિત્રના ઉપર પુરેપુરો ભરૂસો હોવાથી તે પોતાની ...ને થોડીવાર માટે ભુલી ગયો અને તેમની આમદથી ખુશી થઇ હસતા ચેહરે બેઠો. બંને જણાએ પોતાની બેઠક લીધી એટલે એહમદે આતુરતાથી ઉસમાન દાદાને પુછ્યું.

"કહો દાદા આજે પાંચમો દીવસ છે ને ?"

"જીહા, આજે આવવાનો વાયદો છે."

"શું હજુ સુધી આવી નથી ?"

"હું અહીં આવ્યો ત્યાં સુધી તો આવી ન હોતી પણ હવે આવી ગઇ હશે."

"ત્યારે ચાલવું જોઇએ"

"પણ પહેલાં મારૂં ઇનામ લાવો"

"ઇનામમાં તો મેં મારૂં ઓવરકોટ આપ્યું છે.

"અરે તે ઓવરકોટ તો મેં એક ટાઢે મરતા ગરીબ માણસને આપી દીધો" ઓવરકોટના ચોર બજારમાં દોકડા કરી લીધેલા હોવાથી વાત બનાવતાં ઉસમાને કહ્યું. "તેથી મને હવે કાંઇ નગદ ઇનામ મળવું જોઇએ."

"ઠીક છે. આજે મને મળવાતો દો" એહમદ નિશ્વાસ નાખી બોલ્યો "સાંજના તમને ઇનામ આપીશ."

આટલી વાતચીત બાદ ત્રણે જણાં બહાર નીકળ્યા. આજે પણ મીરઝા મકસુદ તેમની સાથે ન આવ્યો માત્ર એહમદ અને ઉસમાન

ગયા. ઉસમાનના મકાન ઉપર તેમના પોંહચવાથી પાએક કલાક પહેલાં મુન્ની આવીને વાટ જોઇ રહી હતી. જ્યારે તેણીએ એહમદને જોયો ત્યારે ભેટી પડી, એહમદે પણ મુન્નીને સારી પેઠે બાથમાં લઇને ચુંબનો ઉપર ચુંબનો કર્યાં.

"મ્હારી ચાર દીવસ ચાર વરસોની પેઠ વીત્યાં છે."

"અને મારી પણ એવીજ સ્થીતી હતી." મુન્નીએ કહ્યું:- "પરંતુ તમે વળી આ શું કર્યું ?"

"શું ?"

"કાલે અને પરમ દહાડે ખેલમાં કેમ ન આવ્યા ? બીજું તો કાંઇ નહીં પણ તમારા દર્શનથી આનંદ થતો હતો."

"અમસ્થો ન આવ્યો" એહમદે અચકાતાં કહ્યું.

"અમસ્થા તમે ન આવો એવા માણસ નથી, કાંઇને કાંઈ કારણ હોવું જોઇએ" મુન્નીએ ચેહરા ઉપરથી પારખી લેતાં પુછ્યું:-"બોલો, કેમ નહોતા આવ્યા ?"

"શું કહું ?"

"નહીં, કહો તમને મારા સમ છે."

"ખરી વાત આ છે કે હવે મારી પાસે પૈસા રહ્યા નથી. વળી હું એકલો ખેલમાં જાઉં તો મારા બંને મિત્રોને ખોટું લાગે અને ત્રણ જણાને લઈ જવા જેટલા પૈસા નહોતા, જેટલા પૈસા લાવ્યો હતો તેટલા ખરચ થઇ ચુકયા. તમને મેળવવા પાછળ ઉસમાન દાદાને લગભગ ત્રણસો રૂપીઆ આપ્યા અને બાકીના મીરઝા મકસુદ

નામના બીજા મિત્રે ખરચ કરાવ્યા. અહીં પરદેશમાં છું તેથી કોઇની પાસેથી ઉધાર પણ લઇ શકતો નથી."

"તો શું તમે ઘેરથી નથી મંગાવી શકતા ?"

એહમદે આ સવાલનો કાંઇ જવાબ ન આપ્યો અને તેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં જેથી મુન્નીએ કહયું.

"શું મારા સવાલથી તમોને દીલગીરી થઈ ?"

"નહીં. "

"ફરી તમે દીલગીર બનીને ચુપ કેમ થઇ ગયા. તમને મારા સમ છે, સાચે સાચું કહો."

"મારી એવી ઇચ્છા હતી કે આ ભેદની તમને હમણાં ખબર પડે નહીં પરંતુ સોગન આપવાથી લાચાર થયો છું" એહમદે આંખ માંનાં ઝળઝળીયાંને પુછી નાંખતાં કહયું:-"સાંભળો ! હું મારા મા બાપની વગર રજાએ છાનોમાનો નહાસી આવ્યો છું. સાથે જેટલા રૂપીઆ લાવ્યો હતો તે બધા પુરા થઇ ગયા હવે મારી પાસે કાંઇ પણ રહયું નથી. "

"ત્યારે શું પાછા ઘેર જવાના ઇરાદાથી નહોતા આવ્યા ? "

"હા"

"તમારા માત પીતાએ એવી તે શી કસુર કરી કે તમે પાછા જવા માંગતા નથી."

"વાત એવી છે કે હું તો તમારા પ્રેમમાં દીવાનો બન્યો હતો અને ગમે તેમ કરીને પણ તને મળવાની ઇચ્છા રાખતો હતો, એક

નો તે માટે ઘર તજવું પડ્યું. અને બીજું એકે મારા માતપિતા મારૂં લગ્ન મારી મરજી વિરૂદ્ધ કરવા ચાહતા હતા."

"ત્યારે કહો શો વિચાર છે ?"

"હવે મારો શો વિચાર ? તરા માટે ઘર તજ્યું, દેશ તજ્યો, માતપિતા તજ્યા અને જે કાંઇ સાથે પઇસા ટકા હતા તે મિત્રોએ બરબાદ કર્યા. માટે હવે મારો શો વિચાર ? તું જે કહો તે કરવા તઇયાર છું. " સરે તસલીમે ખમ હે જો મિઝાજે યારમેં આયે."

"વહાલા, નિરાશ ન થાઓ, મારી ઇચ્છા એવી છે કે આપણે બંને એકજ જગ્યાએ રહીએ."

"મારી પણ એવીજ ખાસ ઇચ્છા છે."

"તો ફરી કહો જોઇએ કાંઇ પણ ભણ્યા ગણ્યા છો ?"

"હા થોડુંક ગુજરાતી ઉર્દુ ભણેલો છું"

"અત્યારે મારા મનમાં એક વાત આવી છે અગર તમે પસંદ કરો તો કહું."

" બિસમીલ્લાહ કહો."

" મારી નાટક શાળાના મેનેજરને એક અરજી લખીને આપો."

" અરજીમાં શું લખું ?"

" તેમાં લખો કે હું નોકરી કરવા ચાહું છું" મુન્નીએ કહ્યું:– " તમે ખુબસુરત અને ચાલાક માણસ છો તેથી તે તરતજ નોકર

રાખી લેશે. અટલે ફરી "હું સબ્ઝપરી અને તમે ગુલફામ" બનશો"

"એ તો ઠીક પણ મને ગાતાં આવડતું નથી ને ?"

"નોકર રહયા પછી તમે બધું શીખી લેશો."

"ત્યારે મારી અરજીમાં લખીશ કે મુન્ની મારી માશુક છે તેથી તે મારા નોકર રહેવા પછી બીજા પુરૂષની સાથે એકટ કરી શકશે નહીં."

"અરે, નહીં નહીં, આવું કદીએ લખશો નહીં. નહીં તો ને રાખનાર હશે તો પણ નહી રાખે. એક વખતે તમે નોકર થઈ જાવ તે પછી આપણાં બન્નેનાં વર્તાવથી બધા જાણીતા થઈ જશે અને ફરી કોઇ કાંઇ પણ કહી શકશે નહીં."

"ઠીક ત્યારે હું એ નહીં લખું."

આ વાતચીત થયા પછી મુન્નીએ એહમદને દસ રૂપીઆની નોટ આપી જે મહા મુસીબતે તેણે રાખી, અને તે બાદ આ બંને પ્રેમીઓ એક બીજાથી વિખુટા પડયા.



## બાબ ૭.

### " ઘેર કાગળ તો જરૂર લખજો. "

ઝોર કિસ્મતસે ચલ નહીં સકતા.
દિલ સંભાલે સંભલ નહીં સકતા.

મુન્નીના કહેવા પ્રમાણે બીજે દીવસ એહમદ એક અરજી લખીને નાટકશાળામા ગયો. મેનેજર પોતાના રૂમમાં બેસીને જરૂરી કામ આટોપી રહ્યો હતો તેટલામાં પટાવાળાએ એહમદની અરજી આપી. અરજી જોતાંજ એહમદને પોતાની પાસે મોકલવા કહ્યું. પટાવાળો એહમદને મેનેજરની રૂમમાં મુકીને બહાર ચાલ્યો ગયો. એહમદે મેનેજરને સલામ કરી જેનો જવાબ આપી મેનેજરે પાસે પડેલી કુરસી ઉપર બેસવાનું કહ્યું. એહમદના બેસી જવા બાદ મેનેજરે સવાલ કર્યો.

" તમારૂં નામ ! "

"એહમદ."

"ક્યાંના રહેવાશી છો ? "

"અમદાવાદનો"

"મુંબઇ શા માટે આવ્યા ? "

"નાટકમાં નોકરી કરવા. "

"ગાતાં આવડે છે કે ?"

"જી. ના"

"કાંઇ હરકત નહીં. તાલીમ આપવી પડશે." મેનેજર બોલ્યો "પણ ઓછામાં ઓછા બે વરસનું એગ્રીમેન્ટ લખી આપવું પડશે."

"એગ્રીમેન્ટ એટલે શું ?"

"કરારનામું."

"બહુ સારૂં લખાવી લ્યો."

"હાલમાં પંદર રૂપીઆનો પગાર મળશે ફરી તમારી લાયકાત જોઇને વધારવામાં આવશે."

"જેવી ઇચ્છા,"

"તમે કયારથી આવશો ?"

"આપ ફરમાવો તો આજથીજ આવું."

"ભલે કાંઇ હરકત નહીં"

એહમદ સલામ કરીને ખુશી ખુશી હોટેલમાં આવ્યો, તેને વિચાર આવતો કે હવે મુન્નીના સાથેંજ રહેવાનું થશે તેથી તેના આનંદનો પાર રહેતો નહીં. સુફલિસીનો જે કાંઇ રંજ હતો તે દુર ગઇ ગયો હતો. હોટેલમાં આવીને તેણે પોતાનો સરસામાન બાંધ્યો એટલામાં મીરઝા મકસુદ આવ્યો. તેણે એહમદને આનંદમાં જોઇ ને પુછ્યું.

"કહો ભાઈ આજે તો ભારે આનંદી જણાવ છો ?"

" બસ મારી આજની ખુશાલીનું તો ન પુછો. "

" કાંઈ કહો તો ખરા ? "

" આજે મેં નાટકમાં નોકર રહેવાની અરજી આપી હતી તે મંજુર થઇ ગઇ અને હું નોકર થઇ ગયો. હવે રાત દીવસ મુન્નીની સાથે રહેવાનું થશે. "

" ઠીક સમજ્યો પણ હાલમા શું કામ કરશો ! "

" હાલ તો ગાતાં નાચતાં શીખીશ અને કરી સબ્ઝપરીના ગુલ કામ બનીશ "

મીરઝાં મકસુદ આ સાંભળી રાજી થયો કે ચાલો પીડા ટળી. ખીસાં ખાલી થઇ ગએલા હોવાથી આપણને કાઇ ફાયદો થાય તેમ ન હોતું તેથી ઠેકાણે પડી ગયો એ સારૂં થયુ પણ જાહેરમાં લગાર દિલગીરી દર્શાવતાં બોલ્યો.

" પણ યાર હવે મુલાકાત નહી થાય તો મને ચેન નહી પડે. "

" મુલાકાત કેમ નહીં થાય ? નાટકમાં આવજે "

" પૈસા કોની પાસે છે "

" તમે ઘબરાવો છો શું કરવા હું ટીકીટો અપાવીશ "

" ત્યારે તો બંદા જરૂર આવશે. "

" યાર આ મુન્નીના માટે મારે નાટકમાં રહેવું પડયું નહીં તો આખી નાટકને હું નોકર રાખી લઉં એટલો બધો પઇસાવાળો છું. "

" ખરી વત છે. "

મીરઝાં મકસુદે જોયું કે હાલમાં તો એહમદથી કંઇ લાભ પોંહચે તેમ નથી પણ ભવિષ્યના ફાયદાની આશા રાખવી વ્યર્થ નથી, તેથી તેને હાથમાં તો રાખવો જોઇએ આ વીચાર કરી એહમદને કહયું.

" યાર તમે મારા ગરીબની એક સલાહ માનો તો કહું."

" કહો શું કહો છો. "

" પણ માનો તો કહું "

" માનીશ, કહો તો ખરાં !" .

" હવે તમે તમારે ઘેર કાગળ લખો, તમારી ખબર ન મળવાથી બીચારા તમારા માબાપના શા હાલ થયા હશે તેનો તો વીચાર કરો."

" જે સમય કાગળ લખવાનો હતો તેમાં ન લખ્યો તો હવે નાટકમાં નોકર રહીને શું લખું. ? "

" નાટકમાં રહયા છો એ લખવાની કાંઈ જરૂરત નથી. માત્ર ખેરીયત ખેરસંલ્લા લખાને વગર ઠેકાણાનો કાગળ પોસ્ટ કરી દો. "

" તમે સમજતા નથી કાગળ ઉપર છાપ પડશે તેને જોઈને મારી પાછળ માણસો લાગશે, માટે હું લખવાનો નથી "

"અગર તમને એમ લાગતું હોય તો જ્યારે કંપની બહારગામ જાય ત્યારે કાગળ લખી દેજો, પણ કાગળ તો જરૂર લખજો. "

" હા, જરૂર લખીશ. "

આટલું બોલી એહમદે હોટેલવાળાને બોલાવ્યો અને આજનું બીલ ચુકવી આપી નાટકશાળામાં રવાના થયો. મીરઝા મકસુદે દસ

રૂપીઆની નાટમાંથી વધેલા રૂપીઆ જોએલા હોવાથી તેની સાથે સાથે ગયો અને ઉંધુંચતું સમજાવીને નાટકશાળા આવતાં આવતાં એ રૂપીઆ લઇ લીધા અને પછી તેનાથી છુટો પડયો.

## બાબ. ૮

### " બલકે હમણાં લખો. "

મર ગયે હમ તો વઝ એ દારી મંય.

દોસ્તી કે નિબાહને મારા,

લખોપતી શેઠીઆનો એકનો એક પુત્ર એહમદ ખરાબ સંગતની પ્રતાપે આજે નાટકમાં નોકર રહયો છે, પેહલ વેહલાં તો તેને ગાવું અને નાચવું ઘણુંજ કઠણ લાગ્યું પણ માત્ર મુન્નીના પ્રેમની ખાતર એ બધું સહન કરી લીધું. એક મહીનાની મુદતમાં તે એટલો હુશીયાર થઇ ગયો કે પાર્ટ કરવા લાગ્યો. મેનેજર તેની હુશીયારી અને હુંસ જોઇને ઘણો ચાહતો હતો, એહમદને નાટકમાં નોકર રહે પંદરેક દીવસ વીત્યા હશે કે તેના પેલા બે બદમાશ મિત્રો એક દીવસે આવી ચડયા, અને એહમદને અલગ બોલાવી ઉસમાન દાદાએ પોતાના ઈનામની માંગણી કરી, એહમદે પોતાની પાસે એક પાઇ પણ ન હોવાનું જણાવ્યાથી તેણે મુન્ની પાસે માંગવાનું કહયું. એહમદે એમ કરવાનો ઈનકાર કર્યો, જેથી ઉસમાને ધમકી આપતા

કહ્યું કે "તું મુન્નીને ચાહે છે અને તેને નાટકમાંથી નહસાડી જવા માટે નોકર રહ્યો છે, એમ હું તારા મેનેજરને કહી તને કઢાવી મુકીશ" એહમદ આ ધમકીથી બીહધો અને બીજી મુલાકાતમાં કાંઇને કાંઇ આપવાની લાલચ બતાવી તે બદમાશોથી જુદો પડયો. એહમદ ગમગીન ચેહરે નાટકશાળામાં પાછે. ફર્યો એ જોઇ મુન્ની ચેતી ગઈ અને તેણીએ લાગ જોઇને એહમદથી પુછી લીધું. મુન્ની બદમાશોની આ ચાલ સમજી ગઇ, તરતજ તેણીએ એહમદને હીમ્મત બંધાવી અને કહ્યું,

"તમે કાંઇ ચિંતા કરો નહીં એ બદમાશો એમ કરીને લુટવા ચાહે છે."

"હું પણ સમજું છું. પરંતુ જો તેઓ મેનેજરને આપણા પ્રેમની ખબર આપી દેશે તો મેનેજર મને કાઢી મુકયા વિના નહીં રહે,"

"નહીં નહીં, મેં મારી હુશીયારી અને બાહોશીથી મેનેજર ઉપર પુરેપુરો દાબ બેસાડી દીધો છે. તેથી તે કદાચ તમને કાઢી મૂકશે અને હું સીફારસ કરીશ તો પાછો રાખી લેશે."

એહમદને મુન્નીના કહેવાથી લગાર નિરાંત વળી. પેલા બદમાશોએ બેચાર વખત બહાર બોલાવ્યો છતા તેણે જવાના અખાડાજ કર્યા. રાત દીવસ નાચવા ગાવાની તાલીમ લેવામાંજ મચ્યો રહેતો હતો. તેથી તે એકજ મહીનામાં પુરેપુરો પ્રવિણ થઇ ગયો. અને કાંઇ પણ શરમ કે મલાહજા વિના સ્ત્રીનો તેમજ પુરૂષનો પાર્ટ કરવા લાગ્યો. જ્યારે એહમદે પોતાને એક સરસ એકટર તરીકે સાબેતી આપી દીધી

ત્યારે મેનેજર તેને ચાહવા લાગ્યો. થોડા દીવસમાં મેનેજરને મુન્ની તથા એહમદના પ્યારની ખબર પડી. પરંતુ બંને આગેવાન એક્ટરો હોવાથી કાંઈ બોલ્યો નહીં આવી રીતે આ બંને છુટથી મળવા લાગ્યા અને માત્ર બે મહીનામા તો એકજ ઘરમાં રહેવા સહેવા લાગ્યા. આ વખતે એહમદ પોતાને મહા ભાગ્યશાળી સમજતો હતો. રાત દીવસ પોતાની માઅશુકાની સાથે રહેવા મળતું હોવાથી હવે તેને બીજી કોઇ આશા રહી નહીં. મુંબઇમાં જે થીએટરમાં આ કંપની હતી તેની મુદ્દત પુરી થએલી હોવાથી મેનેજરે પુને જવાનો ઇરાદો કર્યો. મુન્ની અને એહમદને પણ પુને જવાની ખબર મળી. જે દીવસે તેઓ પુને જનાર હતા તેના આગલા દીવસે એહમદને વિચારોમાં લીન થએલો જોઇ મુન્નીએ પુછ્યું.

"વહાલા! આજે વળી શા વિચારોમા પડયા છો.?"

"કાંઇં નહીં અમસ્થો માબાપની મુસીબતનો વિચાર કરતો હતો."

"એટલે?"

"એ બિચારાઓને લગાર નિરાત વળે તેટલા માટે એક કાગળ લખવા ચાહું છું."

"બેશક! લખો અને જરૂર લખો બલકે હમણા લખો."

એહમદ ઉઠયો અને ઝટ એક કાગળ લખી કાઢીને પોસ્ટ કરી દીધો બીજે દીવસે તેમની કંપની પુને વિદાય થઇ ગઇ.



# બાબ ૯.

## "જોઉં ક્યાં છે મારા લાડકવાયાનો કાગળ?"

નાલએ ફરિયાદો ફુગાં ઈસકદર
આહ ને લશકરના અસર પર ગિરા.

એહમદના માતપિતા હવે એહમદના નહિ મળવાથી નિરાશ થઇ ગયા. તેઓએ એહમદની તપાસમાં હજારો રૂપીઆ બરબાદ કર્યા. પણ તે બધા પાણીમાં ગયા. જેટલા માણસો શોધવા ગયા હતા તે બધા નિરાશ પાછા વળ્યા હતા. આખરે તેઓને એહમદની આશા તુટી ગઈ. એહમદના ગુમ થવાના લગભગ બે મહીના પછી એક દીવસે એહમદના પિતા રહીમ શેઠ પોતાની ઓફીસના ઓરડામાં બેઠા હતા એટલામાં ટપાલવાલાએ એક કાગળ તેમના હાથમાં આપ્યો. તેઓએ તે કાગળ બહુજ બે દીલીથી લઈને મુકી દીધો. એહમદના જવા પછી વ્યાપાર વણજમાં પણ તેમનું દિલ લાગતું નહોતું રાત દીવસ એહમદનાજ વિચારોમાં રહેતા હતા. અત્યારે પણ તેઓ તેના જ વિચારોમાં હતા. તેથી કાગળ વાંચવાની ઇચ્છા ન થઇ પણ જ્યારે દસેક મીનીટ પછી તેઓએ કાગળ ઉપર સરનામાના શબ્દો પોતાના દરરોજ આવતા વ્યાપાર સબંધીના કાગળોથી જુદાજ જોયા ત્યારે કાગળને ફોડયો અને વાંચવા લાગ્યા. કાગળ વાંચતાંજ તેઓના

ચહેરા ઉપર ખુશાલીના ચીન્હો પ્રગટી નીકળ્યા એટલે તરતજ તે કાગળ લઈને અંદર જનાનખાનામાં એમ કહેતા દોડયા.

"મારા એહમદનો કાગળ આવ્યો."

આ સાંભળતાંજ બે મહીના સુધી રડી રડીને સુજી ગએલી આંખોથી જોતાં એહમદની માએ કહયું.

"જોઉં કયાં છે મારા લાડકવાયાનો કાગળ?"

"લ્યો આ રહયો."

એહમદની માએ કાગળને હાથમાં લઈને ચુંબનો ઉપર ચુંબનો કર્યા અને ફરી ઉત્સાહની સાથે રહીમ શેઠને આપતાં બોલી.

"વાંચો એમાં શું લખ્યું છે?"

રહીમ શેઠે કાગળ નીચે પ્રમાણે વાંચ્યો.

"જનાબ અમ્માજાન!

હું અત્યાર સુધી આનંદમાં અને જીવતો છું. આપ સૌ કુટુંબની ખેરીયત ખુદાની દરગાહમાં નેક ચાહું છું, આજે હું મુબઈથી બીજે ગામ જાઉં છું, માટે મારી શોધમ માણસ મોકલતા નહીં. ઈનશાઅલ્લાહ ત્યાં પહોંચીને કાગળ લખીશ મારી અમ્માની સેવામાં આદાબ બંદગી કહેશો.

લી૦ આપનો ગુનેહગાર દીકરો

એહમદ"

"લો સાંભળ્યું તમે," રહીમ શેઠે કાગળ આપતાં કહ્યું. "કાગળ તમારી પાસેજ રાખો."

"કાગળ તો રાખું છું પણ શું હવે મારો લાડકવાયો ફેર નહી આવે ?"

"આવે ન આવે તે તો કોને ખબર પણ કાગળ તમે સાંભળી લીધો, હવે જેમ કહો તેમ કરવામા આવે."

"એની ફરી તપાસ કરાવો."

"કયા કરાવું ? એ લખે છે કે મુંબઈથી બીજે ગામ જાઉ છુ '

: પણ તમે એક માણસ મુંબઇ મોકલો."

"તેથી કહો ?"

"તમે તમારે મોકલોને."

"ઠીક છે બંદોબસ્ત કરૂં છું."

એટલું કહી રહીમ શેઠ બહાર આવ્યા તો ત્યાં પોતાના પુરાણા મીત્ર શેખજીને બેઠેલા જોયા. બંને મીત્રો એકબીજાને ભેટયા અને તે બાદ શેખજીએ ખેરસલ્લા પુછી એટલે રહીમ શેઠ બોલ્યા.

"અલ્લાહન. કુદરતના કરમથી બધી રીતે ખેરીયત ખેરસલ્લા છે. પણ લગભગ બે મહીના થયાં એહમદ ગુમ થઈ ગયો છે."

"અરે આ શું કહો છો ?" અજબ થઈને શેખજીએ પુછ્યુ.

"જી ખરેખર કહું છું. જ્યારથી એ ગયો છે ત્યારથી બધા ઘરમાં કોલાહોલ મચી રહયો છે."

. "બે મહીનાથી કાંઇ ખબરજ મળી નથી ?"

"જી ના. માત્ર આજે મુંબાઈથી કાગળ આવ્યો છે"

" ઓહ ઠીક, " કાંઇ યાદ આવ્યું હોય તેમ મોહડું બનાવીને શેખજીએ કહ્યું "મુંબઈનું નામ લેવાથી મને યાદ આવી ગયું. એહમદ મારા ડબ્બામાં બેઠો હતો અને સુરત સુધી મારી સાથે હતો. મેં તેને સુરતમાં ઉતરવાને બહુએ સમજાવ્યો પણ મારી વાત ન માનતાં જરૂરી કામનું બહાનું કરી મુંબઈ ચાલ્યો ગયો. મને શી ખબર નહીં તો હું તેને સુરતમાં ઉતારી લઇ તમને તારથી ખબર આપત."

" અફસોસ. આ ઘરડી અવસ્થામાં પુત્રનું ગુમ થવું બહુજ સાલે છે."

"બેશક કેમ ન સાલે? આખર તોએ પુત્ર છે ને" શેખજી બોલ્યા:–" વારૂ શોધવાને માટે માણસો મોકલ્યા હતા"

" અરે સાહેબ એની શોધ પાછળતો હજાર રૂપીઆ ખર્ચ કરી નાંખ્યા. બે ત્રણ માણસો મુંબઈ પણ જઈ આવ્યા પણ ક્યાંએ પતો લાગ્યો નહિ, અને આજે મુંબઇથી કાગળ આવ્યો છે."

" આપે શોધ કરવામાં કાંઇ બાકી રાખી નથી ? "

" જી ના " રહીમ શેઠે નિશ્વાસ નાખતા કહ્યું " હવેતો સબર કરીને બેઠો છું."

" ઠીક છે ઇનશા અલ્લાહ હવે હું મારી કોશીશ કરૂં છું"

" આપની કેવી કોશીશ ? "

" આપ જુઓતો ખરા આઠ દિવસમાં એહમદ પોતે ન આવે અથવા પોતાને આવીને લઇ જવાના કાગળ ન લખે તો કહેજો."

" પણ કહો તો ખરા કે આપ શું કરશો.

" સાહેબ ! સરખેજમાં એક વલીઅલલાહ બુઝુર્ગ આવીને ઉતર્યા છે. કાલે હું તેમના દિદાર માટે ગયો હતો. સુબહાનલ્લાહ શું ચહેરા ઉપર નુર ! નમાઝ રેઝાના પાબંદ છે. કોઇથી મળતા નથી, રાત દિવસ ખુદા તઆલાની યાદમ રહે છે. સરખેઝના રાજામાં બે ચાર દીવસ માટે રહયા છે કહે છે કે તેઓએ આખી જીંદગી સેરોસયાહતમાં ગુજારી છે. ઘણી હજ્જ પણ કરી છે. હમણાં બગદાદ શરીફ જઇ આવેલા છે. ચીશતી ખાનદાનના મુરીદ છે અને મુરાદવંદ લોકોને તાવીજ પલીતા પણ આપે છે. હું અત્યારેજ તેમનો સેવામાં જાઉં છું. અગર ખુદા ચાહશે તો એમની દોઆથી એહમદ આવી જશે. "

" ભાઇ ત્યારે મને સાથે લઇ જાઓ. "

' ના, જે બુઝુર્ગો એકાંત પસંદ કરે છે તેમની પાસે વધારે માણસોની જરૂર નથી. હું એકલોજ જઇશ અને ઇનશાઅલ્લાહ સાંજ સુધીમા કામ ફતેહ કરીને પાછો આવીશ "

" ઠીક ત્યારે તમે એકલાજ જાઓ. "

" હા, આ ચાલ્યો."

આટલું કહી શેખજી સરખેજ સીધાવ્યા અને રહીમ શેઠે ઘરમાં આવી એહમદની માને વધામણી આપી. એહમદની માને ફકીરો અને આવા બુઝુર્ગો ઉપર ઘણી આસ્થા હોવાથી તેણીને એહમદના આવવાની આશા બંધાઈ. રહીમ શેઠ શેખજીની વાટ જોતા બેઠા.

શેખજી રહીમ શેઠને ત્યાંથી સીધાં સરખેજ ગયા. અને પેલા બુઝુર્ગની સેવામાં હાજર થઇ બહુજ કરીગરીને એહમદના નહાસી જવાની હકીકત કહી અને તે હવે પાછો આવી જાય તે માટે દોઆ કરવાને કહ્યું. પેલા બુઝુર્ગે શેખજીની હકીકત સાંભળીને કહ્યું

"ભાઇ મને શું આવડે છે? હું તો અલ્લાહનો એક ગુનેહગાર બંદો છું જેવા તમે છો તેવોજ બલકે તેથી પણ ખરાબ છું."

"આપની એ વાત ખરી પણ આપની દોઆમાં અસર છે, આપ અલ્લાહના વલી છો"

"વલી મલી તો કાંઇ નથી પણ તમો કહો છો તો હું દોઆ કરીશ અને એક તાવીજ આપું છું તે લઇ જાઓ. જે પલંગ ઉપર તે છોકરો પહેલાં સુઇ રહેતો હોય તેના તકીયાની નીચે આ તાવીઝ રાખી મુકજો. અલ્લાહ ચાહશે તો છોકરાનું દિલ ઘેર આવવાને થશે."

આટલું બોલી તે બુઝુર્ગે એક કાગળના કટકા ઉપર કાંઇક નકશ જેવું લખી આપ્યું. શેખજીએ બહુજ યકીનની સાથે તે તાવીઝને પોતાના ગજવામાં મુકયો અને પાંચ રૂપીઆ તે બુઝુર્ગની આગળ મુકયા, જે જોઇને તે બુઝુર્ગ ચીરડાઇને પોકાર્યા.

"આ શું તાવીઝનો બદલો આપો છો."

"જી નહી આપનું નઝરાનું."

"હું કાંઈ નવ્વાબ કે રાજા નથી કે તમે નઝરાનું કરો છો."

"તો પણ શું થયું, આપ તો રાજાના રાજા અને નવ્વાબના પણ નવ્વાબ છો."

"નહીં ખોટું બોલો છો, હું તો તેનો ગુનેહગાર બંદો છું."

"પણ આપને મારી ભેટ કબુલવી પડશે,"

"જો એમજ હોય તો મારો તાવીઝ પાછો આપો."

"એ તો નહીં આપું."

"ત્યારે રૂપીઆ લઇ લો."

ટુંકમાં એટલું કે શેખજીએ રૂપીઆ લેવા માટે તે બુઝર્ગને બહુએ સમજાવ્યા, પણ તેઓ એકના બે થયા નહીં. જ્યારે શેખજીએ જોયું કે જો હું રૂપીઆ લેવા માટે વધારે આગ્રહ કરીશ તો ચીરડાઇ જશે ત્યારે તેઓએ રૂપીઆ પાછા લઈ લીધા અને તરતજ શેરનો રસ્તો લીધો.

રહીમ શેઠ શેખજીની પાણી મીસાલે વાટ જોઈ રહયા હતા એટલામાં શેખજી ખુશી થતા થતા આવી પહોંચ્યા, અને પેલા બુઝુર્ગે આપેલો તાવીઝ તેમની આગ્ના પ્રમાણે એહમદના પલંગના તકીયા નીચે રાખવાનું કહી આપ્યો. શેઠે તાવીઝ લઈને શેખજીનો બહુજ ઉપકાર માન્યો અને તેમની આગ્ના પ્રમાણે એહમદના પલંગ નીચે મુકયો.



## બાબ ૧૦.

### "વ્હાલા? શા વીચારમાં પડી ગયા?"

નાસેહ ને મેરા હાલ જો મુઝસે બ્યાં કીયા
આંસુ નીકલ પડે મેરે બેઇખતિયાર આજ

એહમદ નાટકમાં રહયો તે વખતે તેને જે ઉત્સાહ હતો તે હવે રહયો નહોતો. રાત દીવસ નાચવા અને ગાવાની મહેનત કરવી પડતી હતી, તે સીવાય બહાર આવવા જવાની છુટ ન હોવાથી ઘણોજ અકળાઈ ગયો હતો. જો મુન્નીને તે ચાહતો ન હોત તો કયારનોએ નાસી ગયો હોત, પણ માત્ર મુન્નીની ખાતર અનેક જાતના સંકટો સહી લેતો હતો. હવે એહમદ અને મુન્નીનો સંબંધ જાહેર થઈ ગએલો હોવાથી તેઓ એકજ સ્થળે રહેતા હતા. કંપનીને પુને આવે પંદરેક દીવસ વીત્યા હશે કે એક રાતે એહમદે સ્વપનામાં પોતાના માત પીતાને જોયા. જેમની એહમદના વીયોગથી ઘણીજ ખરાબ હાલત થઇ ગઇ હતી. તેનો બાપ ચીથડે હાલ અને મા આંધળી થએલી જોઇ એહમદની આંખ ઉઘડી ગઇ. અને આંખ ઉઘડતાંજ તેને પોતાના મા બાપનો ખ્યાલ આવ્યો અને તેની સાથેજ તેણે રડવું શરૂ કર્યું. મુન્ની પણ એહમદની પાસેજ સુતેલી હોવાથી એહમદના રડવાનો સાદ સાંભળી જાગી ઉઠી. અને એહમદને રડતો જોઇ રડવાનું કારણ પુછવા લાગી. મુન્નીના પુછવાથી છાના રહેવાના બદલામાં એહમદ

વધુને વધુ રડવા લાગ્યો. આખરે એક કલાક સુધી સારી પેઠે રડી રહયા બાદ મુન્નીના પુછવા ઉપરથી પોતે જોએલા સ્વપનાની હકીકત કહી જે સાંભળીને મુન્નીએ કહયું.

"વ્હાલા! સ્વપના સાચા હોતાં નથી, માટે સ્વપના ઉપરથી રડવું નકામું છે."

"વ્હાલી! તારૂં કહેવું બરાબર છે. પણ આ વખતે મેં મારા માત પિતાને ઘણીજ ખરાબ સ્થીતીમાં જોયા છે. મારી ગરીબ માને મારા વિયોગમાં આંધળી થએલી જોઈ છે, હાય! શું ખરેખર તે બિચારાઓની એવીજ સ્થીતી થઇ હશે."

"નહીં વ્હાલા તેઓની સ્થીતી એવી નહીં હોય, એતો માત્ર ભ્રમણાં હતી."

"ભ્રમણાં નહીં પણ ખરેખર તેઓ મારા વિયોગથી દુઃખી હશે."

"બેશક દુઃખી તો હશે, પણ તમોએ સ્વપનામાં જોયા તેવા નહીં હોય,"

એહમદ આ સાંભળીને દસ મીનીટ માટે ચુપ થઈ ગયો અને જ્યારે મુન્નીએ પોતાની બાંહયો તેના ગળાની આસપાસ વિંટાળીને પ્યારથી પુછયું "વ્હાલા! શા વિચારમાં પડી ગયા?" ત્યારે તેણે નિશ્વાસ નાંખતાં કહયું

"અત્યારે મને મારી સ્થીતીનું ભાન થયું છે. હાય હું કોણ, અને હાલમાં કેવો છું. મારા બાપની કેટલી બધી નામદારી, અને

મારી કેટલી બધી બદનામી, ખરેખર મેં મારા ખાનદાનનું નામ બોળ્યું છે, એ ખુદા હવે હું શું કરૂં ?"

આટલું બોલી તેણે ફરી રડવું શરૂ કર્યું. અને જ્યારે મુન્નીએ બહુજ સમજાવ્યો ત્યારે રડવું બંધ કરતાં બોલ્યો.

"વ્હાલી, તું મને થોડા દીવસની રજા આપે તો હું મારા મા બાપને જોઇ આવું"

"વ્હાલા મારી રજા શા કામની, મેનેજરની રજા સિવાય તમે કેવી રીતે જઇ શકો છો"

"હા, બરાબર છે. બે વરસનું એગ્રીમેન્ટ લખી આપી મેં મારા હાથ કાપી નાંખ્યા છે. પણ કાંઇ હરકત નહીં, આઠેક દીવસની રજા લેવામાં શું હરકત છે ?"

"હરકત તો બહુ મોહટી છે, આઠ દીવસનો શું પણ એક દીવસનીએ રજા નહીં આપે."

"કેમ ભલા ?"

"જેટલા એકટરો એગ્રીમેન્ટની મુદત અંદર રજા લઇને ગયા છે તે બધા પાછા આવ્યા નથી, તેથી મેનેજરે એગ્રીમેન્ટની મુદત અંદર રજા આપવાનો રીવાજજ બંદ કરી દીધો છે."

"ત્યારે શું કરૂં ?. ગયા વગર તો નહી રહું"

"ભલે જાવ, પણ મારો વિચાર છે ? હું તમારા વિયોગમાં કેવી રીતે જીવતી રહીશ ?"

"તું તો મારા જીવ સાથે છે. હું તને કદીએ નહીં ભુલું"

"ત્યારે તમે જશો તો હું શું કરીશ?"

"પણ હું કયાં સદાને માટે જાઉં છું. માત્ર મા બાપથી ભાગીને ચાલ્યો આવીશ."

"મને ખાત્રી થતી નથી."

"તું ખાત્રી રાખ કે હું તને કદીએ નહીં ભુલું, પણ મને અહીંથી જવાનો રસ્તો બતાવ."

"હા, વચન આપો તો બતાઉં"

"કેવું વચન."

"હું જે કાંઈ કહું તે કરવાનું વચન આપો."

"હું તારા કહયા પ્રમાણેજ કરીશ"

"તમે તમારૂં લગ્ન કરો તે વખતે મને યાદ રાખજો."

"ગાંડી રે ગાંડી" એ હમદે કહયું:-"આ જીવનમાં હું તારા વીના બીજી સ્ત્રી સાથે લગન કરનારજ નથી. ફરી યાદ રાખવાનું તે કેવું?"

"એમકે?"

"હા હું ખરૂં કહું છું. પણ મારા અહીંથી નીકળવાનો રસ્તો બતાવ."

"પણ જો જો યાદ રાખજો?"

"અરે મને યાદ છે અને ઈનશાઅલ્લાહ થોડાં દીવસમાં તું મારી ધર્મપત્ની બનીશ."

"ઠીક ત્યારે સાંભળો કાલે અહીં બે વાગે બજારમાં જવાનું બહાનું કરી સ્ટેશન ઉપર જજો, ત્યાં તમને ત્રણ વાગ્યાની ગાડી મળશે. જે લગભગ સાત વાગે દાદરના સ્ટેશને પોંહચાડશે, ત્યાંથી રાતના નવ વાગ્યાની ફ.સ્ટ ટ્રેનમાં સવાર થશો તો સવારના છ વાગે અમદાવાદ પોંહચી જશો,"

"વાહ, આ ટાઇમ બહુ સારો છે.

"પણ જો જેત મને ન ભુલતા."

"અરે તને તે ભુલું કે? પણ રખે તું મને ભુલી જતી?"

"એમ તો કોઇ કાળે બનેજ નહીં"

"ત્યારે હું પણ નહીં ભુલું. અને ઇનશાઅલ્લાહ પંદરેક દીવસમા તો હુ પાછો આવીશ."

"ના હવે અહીં આવવાનુ નામ લેતા નહીં."

"કેમ?"

"તમારા જેવા ખાનદાની માણસનું નાટકમાં કામ નથી."

"અરે હવે ખાનદાની શાના? નાટકમાં નાચ્યા ગાયા અને હવે ખાનદાની!"

"ખેર જે કાંઇ થયું તે થયુ પણ હવે ન થવું જોઇએ" મુન્ની બોલી. "શું કરૂં. તમોને નાટકમાં રહેવાની મેં સલાહ તો આપી, પણ તેનો હજુ સુધી પસ્તાવો થાય છે."

"હશે જે કાંઇ થયું તે થયું, પણ તું ગાડી પાસે કેવી રીતે આવીશ?"

"તમે ત્યાં પહોંચીને લખજો. એટલે હું તક શોધીને આવીશ."

"કાગળ પકડાઇ જશે, માટે આપણે અત્યારેજ પ્રોગામ બનાવી લઇએ તો કેમ?"

"વાત તો ઠીક છે, પણ શું તમે મને જીંદગી સુધી નભાવશો?" મુન્નીએ સવાલ કર્યો.

"હા, મારી જીંદગી સુધી, ગમે તે થાય પણ હું તને નભાવીશ."

"એહમદ બચપણુની વાતો ન કરો, પહેલાં ખુબ વિચાર કરી લો અને તે બાદ જીભથી કહો, હું સમજું છું અને મારી ખાત્રી છે કે તમે મને પોતાના જીવથી અધીક ચાહો છો પણ એ ચાહવું જુવાનીના સબબે છે. મારા નાટકી હાવ ભાવ ને ચેન ચાળાના લીધે છે. જ્યારે હું તમારા ઘરમાં બેસીશ ને વહુ દીકરીઓની પેઠે રહીશ ત્યારે તમારા આ જુવાનીની દીવાનગી કાયમ રહેશે કે કેમ તેની મને સમજ પડતી નથી. માટે વ્હાલા જે કાંઈ બોલો તે વિચાર કરીને કહો. તમારા મા બાપ જીવતા છે, ખુદા તેમને તમારા માથા ઉપર સલામત રાખે, સગા સબંધીઓ પણ હશે, બધા ખાનદાની ને આબરૂવાળા છે, જુવાનીની દીવાનીમાં તમે જે કામ કર્યું છે તે આજ સુધી કોઈએ નહીં કર્યું હોય, હું પણ એક ખાનદાની બળા છું, અનાથ હોવાના લીધે પાપીના પાલે પડી આ દોજખમાં આવી છું પરંતુ મેં મારી આબરૂ નાટકી શેતાનોથી બચાવી છે, માત્ર જુવાનીની દીવાનગીમાં મેં મારી આબરૂ તમને સોંપી દીધી. આ ચેન ચાળા હાવભાવ નાટકના સ્ટેજ સુધી છે, છતાં તમારા મા બાપ

મને પસંદ કરશે કે કેમ તે એક સવાલ છે. મારૂં કુટુંબ તો હવે નાટકવાળા છે પણ તમારૂં કુટુંબ ખાનદાની છે. માટે મારી ખરા દિલની સલાહ છે કે તમે સુખેથી ઘેર જાવ અને કુટુંબ કબીલામાં રહો. મા બાપની હોંશ પુરી પાડવા માટે લગ્ન કરી લઈ મારૂં નામ સદાને માટે મુકી દો. મારૂં જે થશે તે નભાવી લઈશ, " આટલું બોલતાં બોલતાં મુન્નીની આંખમાંથી આંસુધારા વ્હેવા માંડી, વધુ બોલી શકી નહીં. આ જોઈ એહમદનું દિલ ભરેલું હતું તે પણ ખાલી થયું. મુન્નીને પોતાની બાથમાં લઈ મોટેથી રડી પડયો. દસ મીનીટ સુધી બેભાન સ્થીતીમાં બંને રડતાં રહયાં અને જ્યારે આંસુ ઓની પુંજી ખતમ થવા આવી ત્યારે એહમદે કહ્યું.

" મુન્ની ખરેખર તું ખાનદાની છે. મને મારી સ્થીતીનું ભાન થતાં બધા પરદા ઉઘડી ગયા છે. હું ઘેર જાઉં છું અને મારા માત પિતાને ખરી સ્થીતીનું ભાન કરાવી તને બોલાવી લઈશ. મારી જીંદગી તારા વિના અકારી છે. મારી જીવનદોરી તારા હાથમાં છે. હું તારા વિના નહીં રહી શકું. મને ખાત્રી છે કે મારા માત પિતા મારી મરજીને આધીન થઇ તને રાખવા પર રાજી થઇ જશે."

" એ બધું ખરૂં, પણ તમારો વીવાહ થયો છે તેનું શું ? તે બીચારીએ શું ગુનાહ કર્યો ?" મુન્નીએ સ્થીતી સાફ કરતાં પુછ્યું એટલે એહમદે વીચાર કરી જવાબ આપ્યો.

" હા એ ખરી વાત છે પણ હજું નિકાહ થયો નથી, હું ઇન કાર કરી દઇશ. વીવાહ તુટી જવામાં હરકત નથી. નિકાહ થયો હોત તો મુશકેલ હતું." આ સાંભળી મુન્નીએ કહયું:—

"એહમદ ! ખાનદાની કુટુંબોમાં વીવાહ નીકાહ જેવીજ મહત્તા ધરાવે છે. માટે હું એ પસંદ કરતી નથી તેમ તમારા કુટુંબીઓ પણ પસંદ કરશે નહી, માટે સાંભળો હું જે કહું છું તે ઉપર અમલ કરો. તમે સીધા ઘેર જાવ. માબાપની માફી માગી ખરેખરી વાત જણાવી દો અને જ્યારે તેઓ લગન માટે ભાર મુકે તો લગન કરી લો. લગન પછી તમારૂં દીલ મારા તરફ ખેંચાય તો તમારી પરણેતર અને માબાપની આજ્ઞા લઇને મને બોલાવી લેજો. હું નાટકને ત્યજીને આવીશ અને મારી આખી જીંદગી તમારા માબાપ, સ્ત્રી ને તમારી સેવાનાં ગુજારી દઇશ પણ જો તેઓ મારી હાજરીને ન પસંદ કરતા હો તો મારૂં નામ મુકી દેજો." મુન્ની અહીં સુધી પહોચી ને થોભી ગઇ. એહમદે તેને દીલાસો આપ્યો. વાતોમાં સવાર થઇ ગઇ હતી. આજની સવારમાં આ બંને જણા શુદ્ધ અને પવીત્ર વીચારો લઈને પથારીમાંથી ઉઠયાં. મુન્ની અને એહમદે વજુ કરી અને ખરાં દીલથી નમાઝ પડી કરેલા પાપોની માફી માંગી. જુદા થવાનું જખમ કરીબ હોવાથી બંને બેચેન હતા પણ નમાઝની બરકતથી બંનેના દિલોમાં એક અલૌકીક તાકાત જણાતી હતી. ભવીષ્યની આનંદી અને પવીત્ર જીંદગીની આગાહી થઇ રહી હતી.

---

# બાબ ૧૧

## સઉ સારૂં જેનું છેવટ સારૂં.

મુદદઈ લાખ બુરા ચાહે તો કયા હોતા હે.
વોહી હોના હે જો મનઝુરે ખુદા હોના હે.

પ્રોગ્રામ ગોઠવ્યા મુજબ એહમદ થીએટરમાંથી નિકળી રેલમાં સવાર થયો અને બીજે દીવસે સવારના ૭ વાગે અમદાવાદ પહોંચી ગયો. ઘેરમા પગ મુકતા તેના દિલ અને જીગર બંને ધ્રુજી રહયા હતા પરંતુ સખત જીવ કરીને દાખલ થયો. એહમદના માબાપ સવારની નમાઝ અદા કરીને ખરા દિલથી ખુદાની જનાબમાં દોઆ ગુજારી રહયા હતા કે બહારથી નોકરે એહમદને જોતાજ બુમ પાડી કેઃ- " એહમદ મીયાં આવ્યા " આ સાદ બંને દુઃખીઓના કાને પડતાંજ દરવાજા ભણી દોડયા. થોડીવાર પછી જોયું તો એહમદ રડતી આંખે માબાપના પગો ઉપર પડેલો હતો અને દુઃખી જોડું આંસુઓની ધારા વડે પોતાના એકના એક બાળકને વધાવી રહયા હતા.

રહીમ શેઠે અથવા બીજા કોઇએ એહમદને એક શબ્દ પણ ન કહયો બેચાર દીવસ જોતજોતામાં પસાર થઇ ગયા, રહીમ શેઠના દોસ્ત શેખજી પણ આવી પહોંચ્યા હતા તેઓએ સરખેજવાળા બુઝુર્ગની

કરામત ઉપર બધાનું ધ્યાન ખેચ્યું. એહમદને ઘરમાં ગોઠતું ન હતું. દરેક પળે મુન્નીનો મનહર ચહેરો તેની નજરો આગળ રહેતો હતો. મુન્નીથી. કરેલા કોલકરાર બેચેન બનાવી રહ્યા હતા, તે પોતાના મનની વાત પોતાના પીતાને કહેવા ચાહતો હતો પણ જીભ ઉપડતી ન હોતી. શેખજીનાં આવવાથી એહમદ ને ધીરજ મળી. એક દીવસ લાગ જોઇને એહમદે શેખજીની સામે શરમ બાજુએ મુકી ને પોતાની સર ગુઝશ્ત કહી સંભળાવી અને મુન્નીથી થએલા કોલકરાર જણાવી સલાહ માંગી. શેખજીએ એહમદને ધીરજ આપી થોડા દીવસ સબર કરવા જણાવ્યું અને તે બાદ રહીમ શેઠથી ખાનગીમાં મળી બધી વાત જણાવી. પહેલાં તો તેઓ ભારે ગુસ્સે થયા પણ શેખજીનાં સમજાવવાથી ધીમા પડયા અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. રહીમ શેઠે પોતાના દીકરાના બધા કરતુતો એહમદની માને જણાવ્યા. બંને ધણી ધણીયાણી નકામા લાડ અને પ્યારથી વંઠેલા દીકરાની હકીકતથી ચોધાર આંસુએ રડી પડયા, એહમદની માંગણી ખાનદાની રીતરીવાજ અને આબરૂને જોતાં ભારે લાંછન લગાડનારી હતી. પણ છેવટે દીકરાની મોહબ્બત ફાવી ગઈ અને બંને જણ રાજી થયા, પણ એહમદને સઉથી પહેલાં જે જગ્યાએ વીવાહ થયો છે ત્યાં લગન કરી લેવા જણાવ્યું અને એહમદ લગન કરવાં કબુલ થયો.

નાટકમાંથી નહાસી જવા માટે એહમદની તલાશ થવા માંડી. અને મુન્ની નહાસી ન જાય તે માટે ખાસ જાબતો રાખવામાં આવ્યો. નાટકના માલીકે મુન્નીને પજવવામાં કસર રાખી નહીં પણ તે બીલકુલ ચુપ રહી. એહમદના નહાસી જવાના ખબર મુંબઇમાં તેના

દોસ્ત મીરઝા મકસુદ અને ઉસમાન દાદાને મળ્યા. તેઓ તરતજ પુને ગયા અને નાટકના માલીકથી મળી પકડી લાવવાની હામી ભરી અને ઈનામની લાલચે અમદાવાદ વીદાય થયા. એહમદે ઘર પહોંચીને બહાર જવાનું માંડી વાળ્યું હતું આખો દીવસ ઘરમાંજ રહેતો હતો. રહીમ શેઠ અને એહમદના મીત્રમંડળમાં એહમદ પાછા આવવાની ખબર પડી હતી પણ કોઈ મળવા આવતું તો એહમદ મળવાના અખાડા કરતો હતો. થોડાજ દીવસ વીત્યા હશે કે એહમદના સાલસુ લફંગા દોસ્તો મીરઝા મકસુદ અને ઉસમાન દાદા અમદાવાદ આવી પહોંચ્યા. અને બેચાર દીવસ આમતેમ રખડી એહમદના ઘેર ઉપર પહોંચી ગયા. લાચારીએ એહમદે મુલાકાત લીધી. ઢોંગી દોસ્તોએ મુન્નીનો બનાવટી સંદેશો પહોંચાડયો અને જણાવ્યું કે પોતે એ સંદેશો પહોચાડવા માટેજ આવ્યા હતા, બીન અનુભવી એહમદ તેમના દાવમાં સપડાયો પણ શેખજીની સલાહથી તેણે મુન્નીની સાથે થએલા કોલકરાર છાના રાખ્યા. તે બંને બદમાશોએ અમદાવાદથી નાટકના માલીકને પત્ર લખી બોલાવ્યો તે તરતજ આવ્યો. ત્રણેની મીટીંગ મળી અને રહીમશેઠ પૈસાદાર હોવાથી પૈસા લેવાના તાગડા રચ્યો. વોરંટનુ બહાનુ કરી એહમદ અને રહીમ શેઠની નાટકવાળાએ મુલાકાત લીધી. રહીમશેઠે આબરૂ જતી જોઈને પૈસાને જતા કર્યા બે હજાર રૂપીઆ આપીને એહમદે લખી આપેલો એગ્રીમેંટ ફાડી નાંખ્યો. નાટકના શેઠ અને પેલા બંને લફંગા વીદાય થઈ ગયા.

એહમદના પિતાએ હવે લગ્નની તૈયારી કરી અને બારે ધામ ધુમથી એહમદના લગ્ન કર્યા. એહમદની માની વરસોની હોંસ પુરી

થઇ. ચાંદ જેવી વહુને જોઈ તેની ખુશાળીનો પાર રહયો નહીં ભણેલી ગણેલી વહુ મળવાથી એહમદ પણ રાજી થયો. એહમદની પત્ની મરીયમ જો કે પંદર સોળ વરસથી વધુ વયની નહોતી પણ મઝહબ તથા ઉર્દુ ગુજરાતી કેળવણી લીધેલી હોવાથી ભારે સમજદાર હતી. એહમદ ખરાબ સંગતમાં પડીને ખરાબ દશા ભોગવી ચુકયો હતો તેની તેને ખબર હતી. તેણીએ એહમદનું દિલ જીતી લીધું જેથી એક પળ પણ એહમદ મરીયમથી જુદો રહેતો નહોતો.

એહમદ કેળવાયલી, વફાદાર અને મોહબ્બત વાળી મરીયમ મેળવીને ખરો સુખી થયો, પણ મુન્ની સાથે કરેલો કોલકરાર તેને યાદ હતો. દર પળે તેની યાદ પણ રહેતી હતી એક દીવસ તેણે મરીયમને પોતાની પાછલી હકીકત કહી સંભળાવી અને સલાહ લીધી કે:– મારે શું કરવું ?" મરીયમે ખુલ્લા દીલે એહમદને જણાવ્યું:—" જો મુન્ની હજી સુધી તમને વફાદાર રહી હોય તો તેને બોલાવો. હું જેવી તમારી સેવા ચાકરી કરૂં છું તેવીજ તેની પણ કરીશ." એહમદ ભલી મરીયમનું ઉદાર દિલ જોઇને અજબ થઈ ગયો.

મરીયમની સાથે એહમદના લગ્ન થયાને એક વરસ વિતી ગયુ. અલ્લાહ તઆલાએ ચાદ જેવા દીકરાનો બાપ બનાવ્યા. એહમદના માતપિતાની ખુશાલીનો પાર રહયો નહીં. આખો દીવસ બંને જણ એહમદના દીકરા મેહમુદને રમાડવામાં પસાર કરતા હતા.

એક દીવસ એહમદને ટપાલમાં નીચલો પત્ર મલ્યો.

**વ્હાલા એહમદ.**

સુખી રહો. તમારી યાદમાં એક વરસનો ગાળો મહા દુ:ખી અવસ્થામાં પસાર કર્યો તમને મળવાની આશામાં

જોતજોતામાં વરસ પસાર થઇ ગયું. એક વરસ સુધી જે વિટંબણાઓ મેં વેઠી છે તેનું વર્ણન કરવું મુનાસબ નથી, નાટકવાળા સાથે કરેલા એગ્રીમેંટની મુદત પુરી થઇ છે અને આજથી મેં નાટકનો ધંધો મુકયો છે. માત્ર તમને જોવા અને જો કરેલા કોલકરારની યાદ હોય તો સદાને માટે તમારી બનવા હું આવતી પરમ દહાડે રાતની ફાસ્ટ ટ્રેનમાં અમદાવાદ પહોંચીશ.

તમારી દાસી,
**મુન્ની**

પત્ર વાંચતાંજ તેણે મરીયમને બોલાવી અને તેને આપ્યો. ભલી મરીયમે તે પત્ર વાંચી ભારે ખુશી જાહેર કરી અને માત પિતાને ખબર આપવાની સલાહ આપી. એહમદ તરતજ શેખજીની પાસે ગયો અને તેમને હાથમાં લીધા. તેઓ રહીમ શેઠની પાસે આવ્યા અને મુન્ની વિષેની બધી વાતથી તેમને જાણીતા કર્યા એટલે મુન્ની જો ઇજ્જત આબરૂની સાથે રહેવા ચાહતી હોય તો રાખવા રાજી થઇ ગયા. મરીયમે ઉપરનો એક ઓરડો મુન્નીના માટે ખાલી કરી આપ્યો અને જરૂર જોગી વસ્તુઓની ગોઠવણ કરી ઓરડો શણગાર્યો, એહમદના આનંદનો પાર નહોતો. ટ્રેનના વખતે સ્ટેશન ઉપર ગયો. સેંકન્ડ કલાસના ડબામાંથી એક બુરખાવાળી બાનુ ઉતરી. એહમદ મુન્નીને ઓળખી શકયો નહીં. મુન્ની પરદાપોશ થઇ ને આવશે તેવી એહમદને આશા ન હોતી, મુન્નીએ મજુરને કહી એહમદને બોલાવ્યો બંન્ને જણ ઘેર ઉપર આવ્યાં મુન્નીની પાસે માત્ર સામાનમાં એક પેટી સીવાય બીજું કાંઈ ન હોતું.

મરીયમ અને એહમદની માએ ભારે હેતની સામે મુન્નીનો સત્કાર કર્યો અગાઉથી નકી કરેલા ઓરડામાં મુન્નીનો ઉતારો રાખ્યો. ખાણા પછી એકાંતનો સમય મલ્યો એટલે મુન્નીએ એહમદને કહ્યું.

"તમારૂં સુખી જોડું જોઇ હું ભારે ખુશી છું. અલ્લાહ તમને અને તમારા પુત્ર પારવારને સલામત રાખે. મારા જીગરમાં તમારા પવિત્ર પ્રેમે વાસો કરેલો હોવાથી હું અહીં આવી છું. મેં નાટકની જીંદગીને સદાને માટે તજી છે. હું તે વખતેજ તમારી સાથે નીકળી આવત પરંતુ તમારી આબરૂના સબબે મેં મારા મન ઉપર એક વરસ સુધી કાબુ રાખી નાટકના એગ્રીમેંટની મુદત મહાસુસીબતે પુરી કરી છે. હવે હું મારો તમામ અસબાબ વેચીને અહીં આવી છું. મારી પાસે લગભગ પંદર હઝાર રૂપીઆ છે જે આ પેટીમાં મુકેલા છે પણ તે નાટકની કમાઇનાં હોવાથી મારા કે તમારા કામમાં આવી શકે તેવા નથી. જો તમે તમારા કોલની પાબંદી કરવા ચાહતા હો તો હું તદન મુફલિસ અવસ્થામાં તમારી સાથે શરીઅતના ફરમાન અનુસાર જીંદગી ગાળવા તઇયાર છું. તમે લગ્ન કરી લીધેલું હોવાથી હું તમને કોલકરાર યાદ દેવાડતાં અચકાઉ છું પણ તમારો પ્રેમ મને તેમ કરવા લાચાર કરે છે માટે બોલો તમે શું કહો છો" આ સાંભળી એહમદ બોલ્યો.

"મુન્ની! એક પળ માટે પણ હું તને ભુલ્યો નથી. જેવી રીતે તારા જીગરમાં મારો પ્રેમ વસેલો છે તેવીજ રીતે મારા જીગરમાં પણ તારા પ્રેમે ઘર કરેલું છે. તારા અહીં પહોંચવા પહેલાં મેં મારા માત પીતા અને મરીયમને રાજી કરી લીધાં છે, પૈસાની મને

લગારે પરવા નથી. નાટકની કમાઇના રૂપીઆ તારી મરજીમાં આવે તેને આપી દે મને તો માત્ર તારી જરૂર છે, મરીયમ ભલી અને ભોળી છે. તેણીએ ઉદાર દિલથી તારી સાથે રહેવા મંજુર કર્યું છે માટે હવે તું કહે ત્યારે નિકાહ કરવામાં આવે. હું મારા કોલકરાર ઉપર કાયમ છું." મુન્ની બોલી.

"જ્યારે આપની ઇચ્છા હોય ત્યારે" આટલું બોલતાં મુન્ની શરમથી નીચી નજરો કરી અટકી પડી. એહમદ જોશના આવેશમાં આવી મુન્નીને બાથમા લેવા ચાહતોજ હતો કે મુન્ની દુર ખસતાં બોલી.

"બસ દુરથીજ વાત કરો. તમે પુનેથી વિદાય થયા ત્યારે નમાઝ પઢીને તોબા કરી હતી તે યાદ નથી ? નિકાહ પહેલાં મારી સાથે વાત પણ કરતા નહીં."

એહમદ મુન્નીની દ્રઢતા જોઇ પાછળ હઠયો અને મરીયમને મુન્નીના ઓરડામાં મોકલી. પોતે શેખજીની પાસે ગયો અને બીજે દીવસે નિકાહ કરવાનું એમની મારફતે નકી કરી નાંખ્યું.

મુન્ની આવી તેના બીજે દીવસે મુન્નીના એહમદની સાથે નીકાહ થઇ ગયા. શેખજીને કાંઇ ઓલાદ ન હોવાથી તેઓએ મુન્નીને દીકરી બનાવી લીધી અને મુન્ની નામ ફેરવી મેહમુદા નામ રાખ્યું. મેહમુદા અસલમાં ખાનદાની બાળા હોવાથી ગ્રહસ્થપણાંની જીંદગી તેને કંટાળા સમાન ન લાગી. આખો દીવસ સાસુ સસરાની સેવામાં ગાળતી અને મરીયમને સગી બહેન જેવા હેતથી ચાહતી હતી.

મેહમુદા પંદર હજારને આશરે જે રૂપીઆ લાવી હતી તે પોતાના સસરા રહીમ શેઠને આપી અનાથ આશ્રમમાં મોકલી દીધા. એહમદના પીતા બંન્ને વહુઓ અને દીકરા પૌત્રનું સુખ જોઇ આનંદમાં સમાતા ન હતા.

એહમદને જે ઠોકર વાગી હતી તે ઠોકરે તેના દીન અને દુનિયાને સુધારી દીધા અને તે આનંદની સાથે જીવન ગાળવા લાગ્યો.



## મી. નિઝામુદ્દીન કુરેશીના લખેલા
## કેટલાક પુસ્તકો.

### દરેક ઇસ્લામી ઘરમાં આ પુસ્તક રહેવું જોઇએ.

**બાળક લખતાં વાંચતાં શીખે તો પ્રથમ આ પુસ્તકજ વંચાવવું જોઇએ.**

**કેમકે**

એમાં તેમના આકાએ નામદાર સરદારે દોજહાં સલ૦ની મુબારક જીંદગીનો એહવાલ છે.

# હઝરત મોહમ્મદ સલ૦નું ટુંક જીવન વૃતાંત.

મી. નીઝામુદ્દીન કુરેશી અને તેમના સ્નેહી મુનશી વલીમોહમ્મદ મોમિને આજથી ૨૦ વરસ પહેલાં આ પુસ્તકની પહેલી આવૃત્તી બહાર પાડી હતી પણ તે ઘણીજ નહાની હોવાથી સને ૧૯૧૪ માં ઘણા સુધારા વધારા સાથે બીજી આવૃતી બાહાર પાડવામાં આવી. પણ હાલ આ પુસ્તકની એકે કોપી ન હોવાથી ઘણાં સુધારા વધારા સાથે ઉંચા કાગળ અને સોનેરી નામ સાથની પાકી બાંધણીની ત્રીજી આવૃતી બહાર પાડવામાં આવી છે. જેમાં હઝરત મોહમ્મદ સલ૦ ના મુબારક જન્મ પહેલાંની અરબસ્તાનની સ્થિતી અને તે હઝરતનો જન્મ, બચપણ, જુવાની, પયગમ્બરી, લોકોને ઇસ્લામની દઅવત આપવી, કુરેશીઓ અને સગાઓની વિરૂદ્ધતા તથા દુશ્મની, ઇસ્લામનો ઉપદેશ આપતાં ઉઠાવેલા સંકટો, દુશ્મનોના

ફંદામાંથી બચવા સારૂ હબશા અને મદીના તરફ હિજરત, હિજરત પછીની હકીકત. કુરેશીઓની મદીનાપર ચઢાઇ અને હજરતની કામિલ ફતેહ. હઝરતના સમયમાં થએલી લડાઇઓ અને ગઝવાઓ તથા સુલેહ મિસર, રૂમ, ઇરાન અને હબશાના બાદશાહોને ઇસ્લામની દઅવત. હરઝત સલ૦ ના સદગુણો અને તેમના સહાબાએ કિરામ રદી૦ની જાંનિસારી. નુબુવતની સાબીતાની દલીલો અને હઝરત સલ૦ના સંબંધમાં વિદ્વાન યુરોપીયનોએ ઉચ્ચારેલા ઉંચા મતોનો સંગ્રહ. ઇસ્લામ તલવારથી નથી ફેલાયો તેની સજ્જડ દલીલો વિગેરે કિમત માત્ર દોઢ રૂપીઓ,

---

## શરૂઆતની કેળવણી લેતા બાળકો માટે બહુજ ઉપયોગી પુસ્તક

# અમારા નબી

## અને

# તેમનાં બોધ વચન.

મી. કુરેશીએ તદન સહેલ અને સાધારણ ગુજરાતી જાણનાર બાળક પણ આસાનીથી સમજી શકે તેવી ભાષામાં હઝરત મોહમ્મદ સલ૦ના મુબારક જન્મથી તે દુનિયાથી પરદા પોશ થયા ત્યાં સુધીનું વૃતાંત લખ્યું છે. બાળકો હોંશથી વાંચે એવી શૈલીથી લખવામાં આવ્યું છે. હઝરત સલ૦ના વૃતાંત ઉપરાંત હદીસોની મુસતનદ કિતાબો માંથી બોધ લેવા લાયક ત્રણસો ટુંકી હદીસોનો સંગ્રહ આપવામા આવ્યો છે જે ઘણોજ કીમતી અને મનન કરવા લાયક છે, પરધર્મી

વિદ્વાનોના વચનો વંચાવ્યા પહેલાં ઇસલામી બાળકોને તેમના આકાએ નામદારના વચનો વંચાવવા જોઇએ જે એકે એક સોનેરી અક્ષરોએ લખી રાખવા સમાન છે કીંમત આઠ આના.

**અમારા નબી**—ઉપરના પુસ્તકમાથી માત્ર આં હઝરત સલ૦નું વૃતાંત જુદું છપાવવામાં આવ્યું છે કીમત બે આના.

---

# હઝરત પીરાનેપીર કર૦નું જીવન ચરિત્ર

મી. કુરેશીએ હાલમાંજ આ પુસ્તક બહાર પાડ્યું છે, જેમાં હઝરત પીરાનેપીર કદ્દસ્તો નસબ અને જન્મ અને હઝરતનાં બુઝુર્ગોની હકીકત, હઝરતની તાઅલીમ, મુસાફરીમાં સચ્ચાઇનો ચમત્કાર, બગદાદમાં પધરામણી, આપના ઉસ્તાદ. ઇલ્મ હાસલ કરવામાં વેઠેલી તકલીફો, મુસાફરી અને ઇબાદત, રિયાઝત અને મુજાહિદા, અદભુત બનાવો. ચોરોનું અચંબિત બનવું, આપના પીર, ખિરકો પહેરવો, લોકોની શીદાગીરી, આપનો વઅઝ અને નસીહત, આપની બહાદુરી, યહુદીઓ અને ખ્રિસ્તીઓનો ઇસ્લામ સ્વીકારવો, બદમાશોનું સુધરવું આપનો ઉંચો મરતબો, આપના વઅઝની અસર, ફતવા લખવા, શિક્ષણ આપવું, એક વિચિત્ર ફતવો, આપનો સીમાઅ, એક ગવઇયાની તવબા આપના સદ્દગુણો, બચપણની રમતોથી દુર રહેવું, જરૂરતના પ્રસંગે પણ ન માંગવું, નજરાણાનો અસ્વિકાર, આપનો હુલીયો મુબારક, આપનો પહેરવેશ, આપના અલકાબ, આપના વચન, કસીદએ ગવસીયાનો ખુલાસો, આપની બીબીઓ અને અવલાદ, આપના સમયના મશાયખીન, આપના વફાત, વિગેરે ખુલાસા વાર વર્ણન લખવામાં આવ્યું છે, ખાસ કરી આપના અમુલ્ય વચનો ખાસ સોનેરી અક્ષરોએ લખી રાખી મનન કરવા જોગ છે, પાકા પુઠાના પુસ્તકની કીમત એક રૂપીઓ.

## તુર્કી સીરીઝ.

**ગાઝી અનવર શહીદ**—( ફોટો સાથે ) અનવર પાશાના નામથી દુનિયા ભાગ્યેજ અંજાણ હશે ? તેમાં ઇસ્લામી દુનિયાતો આ બહાદુર તુર્કી યોદ્ધા ઉપર કુરબાન થઈ રહી છે. તેમની ફતેહમંદ જીંદગીના ટુંક કારનામાઓ આમાં ભેગા કરવાની કોશીશ કરી છે. જન્મથી લઈને શહાદત સુધીનો અહેવાલ આપવામાં આવ્યો છે. વારંવાર શહીદ થતાં અને ફરી જીવતા થઇ દુશમનોના દળ સામે મજબુત છાતીએ ઉભા રહેતા વીરની જીંદગી ચમત્કાર રૂપેજ છે. ત્રીપોલીના મયદાનમાં, બાલકનની જંગમાં, યુરોપની લડાઈમાં, મદીના મુનવ્વરાની હાજરીમાં અને બુખારાના બાદશાહ બનવામાં આ યોધ્ધો કમાલજ કરે છે. કીંમત ચાર આના.

**ફવઝી પાશા**—( ફોટો સાથે ) અંગોરા સલતનતના લડાઈ ખાતાના પ્રધાન ફિલ્ડ મારશલ ફવઝી પાશાના લડાયક કારનામાઓ. અના તોલીયાની લડાઇનો આબેહુબ નકશો. કમાલી વીરોએ ગ્રીક વરૂ-ઓનો કચ્ચરઘાણ કાઢી અનાતોલીયાને તેમના નાપાક પગલાંથી પાક કરવું વિગેરે કીમત બે આના.

**જનરલ નુરૂદદીન પાશા**—( ફોટો સાથે) સમિર્નાની ફતેહનો જેના માથા ઉપર તાજ મુકવામાં આવે તે જનરલ નુરૂદદીન પાશા છે. એમની જીંદગીના કારનામાઓ વાંચતાં તુરકી વીરોની અનુપમ શુરવિરતાનો નકશો આંખોમાં ફરી વળે છે. કીંમત બે આના.

**રફત પાશા**—(ફોટો સાથે) ઇસતમબોલ મિત્ર રાજ્યોના કબજામાં હતું. તુરકી સલતનતની લગામ વહીદુદીન જેવા નમાલા સુલતાનના હાથમાં હતી. તેવા બારીક સમયે ગ્રીકો સાથે થયેલા કોલ કરારની રૂએ થ્રેસ જતાં રફત પાશાનો ઇસ્તમબોલમાં મુકામ અને તે પછી

કબજો. તે સમયે દુનિયા ઇસતમબોલ અંગોરા સલતનતને કબજે જવાના બનાવથી અજાયબીમાં દંગ થઇ ગઇ હતી એવા તુરકી કમાલી વીરના કારનામાઓ ખાસ વાંચવા લાયક છે. કીંમત બે આના.

**કમાલી શમશીર**—( ફોટો સાથે )નાટકોતો હજારો લખાઈ વંચાઇ અને જોવાઈ હશે પણ આ ત્રાઅંકી નાટકની કાંઇ અજબ ખુબી છે. તુરકી સલતનત લગભગ મર્ણ પથારીએ પહોંચી ચુકી હતી તેના બાજુઓ વેર વિખેર હાલતમાં પડેલા હતા. મિત્ર રાજ્યો ઉંચ નીચના માલિક બની બેઠા હતા તેવામાં કમાલી ચળવળનો જન્મ થયો અને કમાલી વીરોએ અલ્લાહના ભરૂસા ઉપર હીલચાલ શરૂ કરી. તે એટલે સુધી કે અનાતોલીયામાંથી ગ્રીક વરૂઓને ઉભી પુંછડીએ નસાડી ઇસ્લામનો ડંકો બજાવી દીધો. ઉર્દુ ઝબાન અને ગુજરાતી હરફોમાં કેટલાક ફોટો સાથે છે, કીંમત દોઢ રૂપીઓ.

**દુશમને કમાલ**—(સચિત્ર) કમાલી ચળવળ ફતેમંદ થતાં વિરોધીઓમાં ખળભળાટ મચી ગયો. કમાલ પાશાનો જીવ લઇ કમાલી ચળવળને નાબુદ કરવાનો અખતરો. હીંદુસ્તાની જાસુસનું ધીમે ધીમે તુરકી પહોંચવું અને કમાલીસ્ટોની જડ ખોદી નાંખવાના કાવત્રા કરતાં એક દેશ ભકત તુરકી બાળાના પ્રેમમાં સપડાવું. એ પ્રેમ તેની મવતનો સંદેશો હતો એટલે છેવટે અંગોરા પહોંચી ફાંસીને લાકડે ચઢવું ઘણીજ દિલ ચસ્પ વાર્તા છે. કીંમત દશ આના.

**હીંદી જાસુસ**–દુશમને કમાલ વાર્તા ઉર્દૂ ઝબાન અને ગુજરાતી હરફેમાં કીમત છ આના

**હવાબાઝ તુર્ક**–અનાતોલીયાની ભયંકર લડાઇમાં જીવના જોખમે તુરકી શાહઝાદાએ વિમાની બનીને બજાવેલી સેવાઓ અને ગ્રીકોના અત્યાચાર વાર્તાના રૂપમાં ખાસ વાંચવા લાયક છે. ઉર્દુ ઝબાન અને ગુજરાતી હરફોમાં પાકી બાંધણીની કીમત ચૌદ આના.

# દિલ ચસ્પ અને વાંચવા લાયક વાર્તાઓ.

**જંગે બદર**-( સચિત્ર ) ઇસ્લામી તવારીખમાં જંગે બદરનું નામ પ્રખ્યાત છે. દરેક મુસલમાન તેની હકીકત જાણવા આતુર રહે છે. મી. કુરેશીએ ઇસલામની આ સૌથી પહેલી લડાઈનો અહેવાલ વાર્તા રૂપે લખ્યો છે, જેમાં હઝરત મોહમ્મદ સલ૦ની મુબારક જીંદગીના કેટલાક બનાવો તથા હજરત વિગેરેની હકીકત લખવામાં આવી છે. આ તેજ મહાન લડાઇ હતી. કે જેમાં ગણત્રીના મુસલમાનોએ મક્કાના હઝારો મુશરિકોને સખત હાર આપી મુશરકોના છક્કા છોડાવી દીધા હતા. હઝરત સલ૦ના સમયનો ફિરઓન એટલે અબુ જેહેલ આજ લડાઈમાં જહન્નમ વાસી થયો હતો, વાર્તાના રૂપમાં તવારીખી બયાન ખાસ દિલચસ્પ છે. સોનેરી નામ સાથની પાકી બાંધણીની કીમત દોઢ રૂપીઓ.

**જંગે ઓહદ**--બદરની લડાઈમાં હાર ખાધા પછી મક્કાના મુશરીકો પાછા મદીના ઉપર પુરેપુરી તૈયારી સાથે ચઢી આવ્યા અને ગણત્રીના મુસલમાનોએ ઓહદ નામની જગ્યાએ પોતાનો બચાવ કર્યો. મુકાબલો સખત હતો, હઝરત હમઝા રદી૦ અને બીજા સહાબાએ કિરામ અને આં હઝરત સલ૦ના દાંત મુબારકની શહાદત. વાર્તાની દિલ ચસ્પી વધારવા માટે પ્રેમનો ભાગ ઉમેરી રસીક બનાવવામાં આવી છે, બાનુઓ અને બાળકો વિના સંકોચે વાંચી શકે છે. કીંમત દસ આના.

**નઝરબંદ ગાઝા**--સુલતાન મેહમુદ ગઝનવી રહે૦ એ સોમનાથ ઉપર કરેલા હુમલામાં બનેલા એક બનાવનું વાર્તા રૂપે વર્ણન છે. એક સુલતાની વીર બેઢી રીતે મર્ણ સ્થીતીએ સમુદ્રમાં તણાંતો સોમનાથના મહારાજા ધિરાજની કુંવરી ચંદ્રકળાના હાથે સપડાય છે. કુંવરી આ

મલેચ્છ મહેમાનને છુપી રીતે ભોંયરામાં નઝરબંદ કરે છે અને પછી પોતે કેવી રાતે નઝરબંદ થાય છે તે વાંચવા લાયક છે, સોમનાથ સર થતાં ગાઝી અને કુંવરીનો ભેદ ખુલ્લો થયો, વરસોથી વિખુટા પડેલા કુટુંબીઓ એક બીજાને ભેટે છે. પાકા પુંઠાના પુસ્તકની કીમત દોઢ રૂપીઓ

**દુ:ખી ફીરોઝ**-મી. કુરેશીની આ જુની વાર્તા હાલમાંજ પુસ્તકરૂપે બહાર પડી છે. મી. કુરેશીની નસીરૂદ્દીન નામની વાર્તામાં ચડતી પડતીનો ચિતાર તમે વાંચ્યો હોય તો આ વાર્તા વાંચવાને કદી ચુકતાના. નસીરૂદ્દીન ઓરમાન બાપના દુ:ખો ઉઠાવે છે તો ફીરોઝ ઓરમાન માને પાલે પડે છે, પણ કિસમતનો ચક્કર ફરતાં ઉંચાં દરજ્જે ચઢે છે. લાખોનો માલેક થાય છે. પણ ફરી જ્યાં હતો ત્યાંને ત્યાં નસીબના નખરાનો આબેહુબ ચિતાર છે. ઘડીકમાં ખુશી થશોને ઘડીકમાં આંસુઓ પાડશો. કીમત દસ આના.

**નસીરૂદ્દીન**--ચડતી પડતીના આબેહુબ દેખાવો રજુ કરતી વાર્તા. ઓરમાન બાપના અનહદ જુલ્મો મુંગે મોહડે સહન કરી કિસમતના પ્રતાપે સુખી થયેલો જુવાન. એનાં વાંચનથી જાણે આ બનાવ નજરો આગળ ન બનતો હોય એમજ લાગે છે. કીમત દસ આના દુ:ખી ફિરોઝ અને બંને સાથે મંગાવી વાંચવા ખાસ ભલામણ છે.

**સલીમ મહેરૂન્નીસા**--હીંદના મુગલ શહેનશાહ જહાગીર ને અકબરના લાડકવાયા સલીમની પ્રેમ કથાથી કોણ અજાણ છે. નુરજહાં જેવી રૂપાળી બેગમ મેળવવા જહાંગીરે શું શું કર્યું તે આ વાર્તા તમને બતાવી આપશે કીંમત દસ આના.

**અણધારી આફત**--છુપી પોલીસને લગતી બેહબરસ વાલી વાર્તા. ધોળે દાહસે ચાલતી ટ્રેનમાંથી ગોળી ચાલીને થએલા ખુનનો ખુની કેવી રીતે પકડાય છે તે બનાવ વાંચવા લાયક છે. કીમત દસ આના સુધારા વધારા સાથે બીજી આવૃત્તી પ્રગટ થઈ છે.

**કનીજે ફાતમા**-મી. કુરેશીએ ઉર્દુ ઉપરથી અનુવાદ કરેલી આ વાર્તા અસાધારણ પ્રખ્યાત છે. અત્યાર આગમચ વરસો થયાં હજારો વાંચકોનો ચાહ મેળવી ચુકી છે એક અનાથ બાળાના કરમની કહાણી છે. કેળવણીના પ્રતાપે અનાથ બાળા કેવી રીતે સુખી જીંદગી ભોગવે છે તેનો ચિતાર છે ચડતી પડતીના બનાવો અસર કારક અને બોધ દાયક છે. બાનુઓને ખાસ વાંચવાની ભલામણ છે. કેમકે તે બાળાએ પોતાના મુખે પોતાની કથા સંભળાવી છે, એની ઉર્દુ આવૃતી વિલાયતના શીવીલ સર્વિસના કોસમાં મંજુર થયેલી છે કીમત દોઢ રૂપીઓ.

**આબેદા ભાગ ૧**-ઇસલામ ધર્મના મહાન શિક્ષણો વાર્તા રૂપે વર્ણન કર્યા છે. આબેદા નામની ઇસલામી બાળાના જીવનનો દરેકે દરેક બનાવ ઇસલામના શિક્ષણોનો નમુનો છે હાલ પહેલોજ ભાગ પ્રગટ થયો છે, પણ વાંચકો તરફથી માંગણી થતાં બીજા ભાગ તાકીદે બહાર પાડવામાં આવશે કીમત બાર આના

**જહાંકદર**-નાદીરશાહનો દીલ્લી ઉપર હુમલો મોહમ્મદ શાહ રંગીલાનો દરબાર જહાંકદર નામના બહાદુર જુવાનની શુરવિરતા અને પ્રેમ વાચવા લાયક છે, કીમત છ આના,

**જુવાની દીવાના**--લાડમાં ઉછરતા બાળકો કેવી રીતે પાયમાલ થાય છે તેનો આ વાર્તામાં ચિતાર છે, નાટકનો છંદ જુવાન જીવડાઓને કેવી રીતે ખરાબીની ખડક સાથે અથડાવી ખુવાર કરે છે તે વાંચવા લાયક છે ગમે તેવો બગડેલો આ વાર્તા વાંચી સુધરશે. કીમત આઠઆના

**ફાકામા રોઝો**-૧૮૫૭ ના બળવા સમયે મુગલ શહેનશાહના કુટુંબને પડેલા દુઃખોનું વર્ણન. વાર્તા રૂપે કીમત એક આનો.

**અખતર મહેલ**---શાહ જહાં બાદશાહની પ્રજા ઉપર પ્રિતી. એક અનાથ બાળાનુ બેગમ બનવું. દલ ચસ્પ વાર્તા છે. કી. બે આના

**ઇદની એક અનમોલ ભેટ.**--કલપીત પણ ખરી બનેલી વાર્તા લાગે છે. વાંચવાથીજ એની ખુબી જણાય છે. પ્રપંચનો શિકાર થએલી બાળાનો ઇદના દીવસે છુટકારો કી. બે આના.

# ઉર્દૂ ઝબાન અને ગુજરાતી હરફના પુસ્તકો

**ફુતુહુલ ઇસ્લામ**–(દસ હિસ્સોંમેં) આજ તક ગુજરાતી હુરૂફ અવર ઉરદુ ઝબાનમેં અયસી લા જવાબ અવર મુસતનદ તવારીખી કિતાબ શાએ નહીં હુઇ. ફુતુહુશ્શામ, ફુતુહુલ મિસર ફુતુહુલ ઇરાક્રો ઇરાનકા મુફસ્સિલ હાલ નિહાયત સલીસ અવર સહેલી ઉરદુ ઝબાનમેં લિખા ગયા હય. બહાદુરાને અરબકી બે મિસ્લ શુજાઅત, સહાબાએ કિરામ રદી૦કી જાંનિસારી અવર ખુલફાએ રાશેદીનકે ઝીંદગી કે હાલાત, ઇશાઅતે ઇસ્લામકા દિલ ચસ્પ મનઝર વગયરા કાબિલે દિદ. હય. નામહીસે કિતાબકે જવહર અયાં હોતે હંય. દસ જીલ્દોંકી કીમત સાડેબારા રૂપે હર હિસ્સેકી કીમત સવા રૂ.

**ફ્લોરા ફ્લોરન્ડા હિસ્સા ૧–૨** ઉર્દુ કે મશહુર નાવીલીસ્ટ મવલાના શરર સાહબકા યે નાવિલ અજીબો ગરીબ અવર અઝહદ દિલ ચસ્પ હય. ઇસમેં મુલ્કે સ્પેનકે હાલાત ઉસ ઝમાને કે દરજ હંય જબ બની ઉમઇયાકી સલતનત સ્પેન મેં ઉરૂજ પરથી. ઇસાઇ દેવલોંકે અંદરૂની દર્દનાક હાલાત, અવર પાદરીયોં કે મુસલમાન ખાનદાનોંપર મઝાલિમ. ઝરૂર પઢો અવર ખુબ સુરત હંય કીમત હર દો હિસ્સે કા, સવાપાંચ રૂપે.

**મનસુર મોહના**–યે નાવિલ ભી જનાબ શરર સાહબકા મશહુરો મારૂફ હય. સુલતાન મહમુદ ગઝનવી રહે૦કે હીંદુસ્તાન પર કે હમલેકા બયાન ઇશ્કકી ચાશની કે સાથ દરજ હય. હીંદુ રાજાઓં કે સાથ સુલતાની લશકરકા મુકાબિલા વગયરા પઢો જીલ્દ કિમત, તીન રૂપે.

**અહકામે રમઝાન**–છોટીસી કિતાબ હય. રમઝાન શરીફ કે તમામ મસાયલ દરજ હંય. દો અશ્નિંદાયેં ભી પઢનેકે કાબિલ હંય. કીમત દો આને.

અરકાને ઇસ્લામ—ઉર્દુ અરબી અવર ફારસી ન જાનને મુસલમાન ઇસ કિતાબ કે પઢનેસે હમેશા નમાઝ, રોઝા, હજ, સે વાકિફ હો સકતે હૈં, આજ તક ઐસી સહી કિતાબ ગુજ મેં શાયે નહીં હુઇ. યે કિતાબ મી. કુરેશીને સિર્ફ ગુજરાતી વ વાલે મુસલમાન ભાઇયોં કે લિયે તૈયાર કરાઇ હય અવર મું સેહત કી હય. યું તો ઇસ મઝામીનકી સેંકડો કિતાબેં શાયે હુઇ લેકિન તરકીબ અવર સેહત કે લિહાઝ સે યે કિતાબ લા જવાબ વઝુ, ગુસલ, તયમ્મુમ, નમાઝ કે તમામ મસાયલ ઔર તરકે સાથ, કુરાને મજીદકી ચંદ સુરતેં ભી એહતિયાત કે સાથ દ હૈં, કીમત છે આને.

મવલુદે કવસર—એક હીંદુ શાયર ચવધરી દિલ્લુરામ સાહબ કવસરીને આં હઝરત સલ્લ૦ કી નાઅત શરીફ અવર સહાબાએ કિરામ, આલે અતહાર કી શાન મેં લિખે હુવે કસાયદકા નિહાયત સહી મજમુઆ હય. અલાવા જન્નતુલ બકીઆ કી શાન મે એક મુસ ભી દરજ હય. ટાઇટલ રંગીન અવર મતીન મુનવ્વરા કી તસ્વ દીદાઝેબ હય. મી. કુરેશીને ઇસ કિતાબકો એહતિયાત મે હય. કીમત તીન આને

તરાકએ ફાતેહા—ફકત ગુજરાતી જાનને વાલે મુસલમા લિયે ફાતેહા પઢનેકા તરીકા લિખ્ખા હય જો અહોન આસાન મુસલમાન યાદ કર સકતા હય. કીમત દો આને

**અમીરહસન લિ૦**

પાલનપુરી. અમદાવાદ

આફ્રીકાકે સોલ એજન્ટ
**યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ**
૩ સ્ટ્રીટ ડરબન (નાટાલ)

બરમાકે સોલ એજન્ટ.
**એમ. એચ. અહમદ.**
૭૭ સુરતી. બી બજાર રંગુન.